બીજું મારા શરીરને મેં ખાસ તાલીમ આપીને તૈયાર કરેલું, પણ આ દમે તેને ઘણું જ હલકું કરી નાખેલું. પણ હવે હું રોજ પ્રાણાયામ આસનો વગેરે કરીને પાછું મજબૂત બનાવી શકીશ, એમ મને પૂર્ણ ખાતરી છે. હવે આપ પણ મારા દમ જવા માટે કારણભૂત થયા તે બદલ આપનો અત્યંત આભાર માનું છું! પરમકૃપાળુ પરમેશ્વર વિષે શું કહેવાય, જેણે આ અમૂલ્ય દ્રવ્ય જે શરીરના દરેક રોગ માટે સર્વ પ્રાણીમાત્રને કાયમનું આપી રાખેલું છે. એવી તો પ્રભુની લાખો કરામતો છે. જેમાંથી આપણને એકાદ માલૂમ પડે તેમ પરમકૃપાળુ પાસે હું રોજ પ્રાર્થના કરું છું અને ઈચ્છું છું કે મારો રોગ જેવી રીતે તેણે મટાડયો છે તે જ રીતે મારા તન-મનને એવી રીતે તૈયાર કર કે હું કાયમ ગરીબ માણસોની સેવા કર્યા જ કરું. અને તેનો બધો યશ તેમને અર્પણ કરું. એવી બુદ્ધિ મને આપે કે મને તે બાબતનું કદી જ અભિમાન ન થાય કે ન આળસ આવે. ઈશ્વરે ખરેખર આ દૈવી ચીજ આપેલી છે તેનો વિશ્વાસપૂર્વક ઈલાજ કરવાનું હવે હું ઘણાને સમજાવું છું. તેઓમાંના હજી કેટલાકને સૂગ છે. જ્યારે કેટલાક અંધશ્રદ્ધાથી તેનો ઉપયોગ કરતાં ડરે છે. ઈશ્વર તેમને સદ્‌બુદ્ધિ આપો. ઈશ્વર મને મારી જિંદગી ગરીબ માણસોની સારવારમાં, ઉપયોગમાં લેવરાવે એવી મારી રોજની અને બધાથી પહેલી માગણી છે. અને એ જ મારી મોટામાં મોટી અભિલાષા છે. મને આશા છે કે ઈશ્વર મારી અભિલાષા પૂર્ણ કરશે.

હવે ઉપવાસ દરમ્યાન મને જે મારા સ્નેહીઓ જોવા આવતા તે મને મારા ઉપવાસ પરથી, તેઓએ જોયેલા અને ઘણાં વરસો પહેલાં સાંભળેલા અહેવાલો કહેતા, જેમાંના કેટલાક આપની જાણ સારુ લખી મોકલું છું.

પહેલો પ્રસંગ: શ્રી જાધવ માસ્તર મારા સહાધ્યાયી છે અને મારી ઉંમરના જ છે. તેઓ જ્યારે આઠ દસ વરસના હતા ત્યારના એક પ્રસંગની તેમણે વાત કીધી. એક ખૂબ જ મજબૂત બાંધાના સાધુ પુરુષ અમારા ગામમાં રહેતા હતા. તેમના જેવું શરીર બહુ જ થોડા માણસનું આજે જોવામાં આવે છે. તેમના શરીરની તંદુરસ્તી અંગે તેમને કુતૂહલ થયું. અને જ્યારે પૂછયા વગર તેમનાથી ન રહેવાયું ત્યારે જાણવા મળ્યું કે તેઓની તંદુરસ્તી તેઓ પોતે પોતાનું મૂત્ર નિયમિત પીતા હતા તેને આભારી હતી.

બીજો એક પ્રસંગ : અમારી પડોશમાં એક જૈન સાધુ આવેલા. હંમેશાં તેઓના ઉપવાસ ચાલુ જ હોય. તેમની આકર્ષક કાંતિ અને તંદુરસ્તી અંગે પૂછવામાં આવ્યું ત્યારે જાણવા મળ્યું કે તેઓ ઉપવાસ દરમિયાન પોતાના જ મૂત્રનો પીવામાં ઉપયોગ કરતા.

ત્રીજો પ્રસંગ ઉત્તર પ્રદેશના એક ભૈયાજીનો છે. જ્યારે મેં મારા મૂત્રપ્રયોગની ચમત્કારિક અસર વિષે તેને વાત કરી ત્યારે તેની પાસેથી જાણવા મળ્યું કે નાગા બાવાઓ પોતાનું જ મૂત્ર પીને પોતાની તંદુરસ્તી જાળવી રાખે છે, જેથી મારા પ્રયોગથી તેને કાંઈ નવાઈ ન લાગી.

મારા મિત્ર બાવકર પાસેથી એક 'દાદા' વિષે વાત જાણવા મળી. પચ્ચીસ વર્ષ પહેલાંની વાત છે. તે વખતે મારામારીમાં ચાકુનો ઉપયોગ ન હતો. પણ લાઠી કે ડાંગનો જ ઉપયોગ કરવામાં આવતો. તેનું શરીર પણ દૃઢ અને મજબૂત હતું. આઠદસ માણસોનો એકલે હાથે સામનો કરતો. માર ખાતો અને મારતો. પણ આશ્ચર્યની વાત તો એ છે કે તેના પર જે માર પડતો તેની કશી જ અસર તેને થઈ હોય તેમ લાગતું નહીં. તેને પૂછવાથી જાણવા મળ્યું કે માનવમૂત્રનો પ્રયોગ કેવળ આનો અકસીર ઉપાય છે. મૂત્ર પીધા બાદ અઠવાડિયામાં તો તેની તબિયત પહેલાંના જેવી જ તંદુરસ્ત જણાઈ આવતી.

આ બધા પ્રસંગો કેવળ આપની જાણ સારુ લખી જણાવ્યા છે.

મારી બીજી એક વિનંતી છે કે હું એક વરસ પછી પંદરેક દિવસના ઉપવાસ કરવાનો વિચાર કરું છું તો તે બાબત આપ આપનો કીમતી અનુભવ મને લખીને સલાહ આપવા મહેરબાની કરશો. આપનો ફરી એક વાર અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

લિ. તમારો

તા. ૧૩–૧૨–'૫૯ મધુકર ગોપાળ દાતે

**ખાસ નોંધ**

દમના ઘણા પ્રયોગો થયા છે તેમાં એક નવો અનુભવ થયો છે તે એ કે પ્રયોગના ઉપવાસોને અંતે દરદીનો જઠરાગ્નિ મંદ પડી જાય છે. તેને ધીમે ધીમે સતેજ કરવો જોઈએ તેને બદલે કેટલાક દિવસોનો ઉપવાસી દરદી ખાવામાં ઉતાવળ કરે છે અને ફળનો રસ કે મગનું ઓસામણ વધારે

પ્રમાણમાં લે છે. જે બધું નહીં પચવાથી તથા એવા બીજા ખોરાકનો કફ થાય છે અને કફ થાય એટલે ઉધરસ અને શ્વાસ શરૂ થાય. આમ કેમ થયું તેનું કારણ સમજે નહીં એટલે પ્રયોગની નિષ્ફળતા સમજે. માટે આવા દરદીઓએ જેટલા દિવસોના ઉપવાસ કર્યા હોય તેટલા બીજા દિવસો પોતાના રોજબરોજના ખોરાક પર આવતાં લેવા. તેમાં પહેલે દિવસે તો એક ચમચો લીંબુનો રસ, બે ચમચા મધ અને ત્રણ ઔંસ ગરમ પાણી એ ત્રણેને મિલાવી ચમચે ચમચે લેવું. ચાર કલાક પછી મગનું પાતળું ઓસામણ બે ઔંસમાં આદુનો રસ બે ચમચા અને સહેજ મીઠું નાખીને લેવું. વળી પછી ચાર કલાકે મીઠાં સંતરાંનો રસ બે અધોળ લેવો—એ રીતે ધીમે ધીમે વધતા જવું. કડકડતી ભૂખ લાગે ત્યારે જ લેવું. વળી પેશાબ તો સવારે બે ઔંસ—બે અધોળ પીવાનું ચાલુ રાખવો.

આ રીતે કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થશે અને કોઈ પણ જાતની આવકળા રહેશે નહીં.

## ૪

## કરોડરજ્જુ (મણકા)નું ગંઠાઈ જવું

### (સંધિવા)

શ્રી અંબાલાલ કે. પટેલ, બી. એસસી., એલએલ. બી., સ્ટોર સુપરિન્ટેન્ડેન્ટ, અમદાવાદ મ્યુનિસિપાલિટી. તેમનો પત્ર છે. તેમાંથી નીચેનું ટાંચણ કરું છું:

આપના સ્વાસ્થ્ય પર પેશાબચિકિત્સાથી જે અસર થઈ તેથી પ્રેરાઈ મેં મારા ઉપર તેની અજમાયશ તા. ૧૫–૫–'૫૮ની વહેલી સવારે પ્રભુપ્રેરણાથી શરૂ કરી.

દાક્તરી તપાસમાં જેને પ્લુરસી, સંધિવા અને કરોડના મણકાનું ગંઠાઈ જવું (સ્પોંડીલીટીઝ) કહે છે તેનો હું દરદી હતો. કફ પણ સારા પ્રમાણમાં સફેદ, સહેજ ભૂરા રંગનો અને વાદળીના જેવો છિદ્રોવાળો નીકળતો. કામમાંથી નિવૃત્ત થાઉં એટલે હું ઝડપાઈ જતો. આવી સ્થિતિ સને ૧૯૫૨ના વર્ષથી ચાલતી . . . પ્રથમ તો તા. ૧૫–૫–'૫૮થી

તા. ૨૧–૫–'૫૮ સુધી સારાયે શરીર પર માલિસ કરવાનું શરૂ કર્યું. તા. ૨૨–૫–'૫૮થી ૨૭–૫–'૫૮ માલિસ સાથે પ્રાતઃકાળે ઊઠતાં થતા પેશાબને પીવાનું શરૂ કર્યું. આ દરમ્યાન મને આખે શરીરે સારી પેઠે ગરમી નીકળી. મને લાગ્યું કે આ પ્રયોગની પ્રક્રિયા હશે જેથી હું ગભરાયો નહીં; પણ વહેલીમોડી તે બધી ગરમી પેશાબના માલિસથી શમી ગઈ. પેશાબના ઘસવાથી અને પીવાથી અસર તો બહુ અલૌકિક થઈ છે. 'પેશાબ ઝેરી છે, તે પિવાય નહીં' તેવો જે રૂઢિગત ખ્યાલ છે તે તદ્દન ખોટો છે. તે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાનું અલૌકિક સ્વપ્રાપ્ત સ્વયંભૂ દૈવી સાધન હોવાની મને ખાતરી થઈ છે. ઉપવાસમાં છેલ્લા દિવસે અને આગલે દિવસે એટલે કે તા. ૩૦ તથા ૩૧ના રોજ પેશાબ ડિસ્ટિલ્ડ વૉટરના જેવો સ્વાદ વગરનો મેં અનુભવ્યો. મને જે કફ થતો હતો તે જે દિવસથી પેશાબ પીવાનું શરૂ કર્યું તે જ દિવસથી બંધ થયો. શરદી અને પાંસળીઓનો દુખાવો દૂર થયો. શરીરમાં તાજગી આપનાર ગરમી આવી અને હું રાત્રે પણ ઓઢ્યા વગર ઉઘાડા શરીરે સૂઈ રહેવા શક્તિમાન થયો. આ અગાઉ તો મારે શરીરની ગરમી સાચવવા ગરમ કપડાં વીંટાળી સૂઈ રહેવું પડતું. શરદી, કફ અને પ્લુરસી જેવું દરદ દૂર થઈ, વાના રોગો પણ ખૂબ જ હળવા થયા. મારી ડોક જે પકડાયેલી રહેતી તે છૂટી થઈ અને હલનચલન કરતી થઈ ગઈ. ચામડીની શિથિલતા દૂર થઈ. અને મુલાયમતા પ્રાપ્ત થઈ, રોગમુક્ત થઈ. ટૂંકમાં પેશાબના પ્રયોગથી જે અસર થઈ તે અલૌકિક જ છે. મેં અવારનવાર પેશાબનું માલિસ અને પીવાનું રાખ્યું છે અને તેથી સ્વાસ્થ્ય ખૂબ જ સારું જણાય છે. સ્વાસ્થ્ય માટેની અણમોલ, સ્વયંભૂ, અલૌકિક જડીબુટ્ટી સ્વપેશાબ હોવાનું કહેવામાં મને અતિશયોક્તિનો દોષ જણાતો નથી. સૌ કોઈ પીડિત સમાજ દાક્તરી કે વૈદકીય સલાહ બાજુ ઉપર મૂકી આવી અજમાયશ કરે અને સત્યનો અનુભવ કરે તેવી અભિલાષા હું સેવું છું.

## ૫

# અમ્લપિત્ત–પેટનો દુખાવો અને પેટના ચાંદાનો રોગ

અમદાવાદમાં નવરંગપુરા શ્રીમાળી સોસાયટીમાં રહેતા શ્રી જી. બી. કેળકર નામના મહારાષ્ટ્રીયન ગૃહસ્થે પોતાનો અનુભવ મને લખી મોકલ્યો છે. તેનો જરૂર પૂરતો ભાગ હું નીચે આપું છું:

મને પેટનું ભારે દરદ હતું. મારા હાથ ધ્રૂજતા હતા. મને પેશાબનો પ્રયોગ કરવાનું એક મિત્રે સૂચવ્યું. એટલે મેં પેશાબને મારી હથેળીઓ ઉપર ઘસવાનું નક્કી કર્યું. બે ત્રણ દિવસના માલિસથી હથેળીઓ ધ્રૂજતી બંધ થઈ. આનાથી મને આ પ્રયોગને આગળ વધારવાની શ્રદ્ધા જાગી. હું આજે કહું છું કે ત્યારે હું તીવ્ર અમ્લપિત્ત (હાઈપર એસિડિટી)થી પીડાતો હતો. મારી હોજરીમાં ચાંદાં પડી ગયાં હતાં. પચીસ વર્ષ સુધી બધી જ જાતની દવા કરી ચૂક્યો હતો છતાં તબિયતમાં કંઈ સુધારો થયો ન હતો. મેં પેશાબના કોગળા કરવા માંડયા અને શરીર પર પેશાબનું માલિસ કરવા માંડ્યું. અઠવાડિયાના ગાળામાં તો મારામાં ગણનાપાત્ર શક્તિ આવી. મારી તબિયતના આ સુધારાથી પ્રેરાઈને મેં પેશાબ પીવાનું નક્કી કર્યું. દિવસમાં ત્રણથી ચાર વખત થઈને એક આખો ગ્લાસ પેશાબ પીતો. એક જ અઠવાડિયામાં પરિણામે મને એટલી બધી રાહત મળી કે જેને શબ્દોમાં વ્યક્ત કરી શકાય તેમ નથી. મેં મહિના સુધી પેશાબનું સેવન ચાલુ રાખ્યું અને આજે હું તીવ્ર અમ્લપિત્તથી મુક્ત થયો છું. હોજરીમાં ચાંદાં પણ હવે નથી રહ્યાં. મને સારી જેવી ભૂખ હવે લાગે છે.

હું મારા અનુભવથી માનતો થયો છું કે જેને જીવનની છેલ્લી ઘડી સુધી તંદુરસ્ત જીવન જોઈતું હોય તેમને માટે પેશાબ અમૃત કરતાં જરાય ઊતરતી ચીજ નથી. પેશાબ આપણને ઉત્તમ આરોગ્ય બક્ષે છે. તેમ જ અસાધારણ ચેપી રોગો સામે સંરક્ષક બની રહે છે. અંતરની શ્રદ્ધા અને વિશ્વાસ સિવાય બીજી કાંઈ જ કિંમત બેસતી નથી. એ રીતે ગરીબ જનતા માટે ખૂબ જ ઉપકારી ઔષધ છે. એનાં પરિણામો ત્વરિત અને કાયમી હોય છે.

અત્યારે મારી ઉંમર ૬૭ વરસની છે. છતાં હું સ્વાભાવિક કામ કરવા જેટલી શક્તિ ધરાવું છું તે મેં કરેલા મૂત્રપ્રયોગને જ આભારી છે.
મે, ૧૯૫૮

## ૬

## બાબાની ઉધરસ અને શરદી ગઈ

મારો પૌત્ર ચિ. પ્રશાંત જ્યારે જન્મ્યો ત્યારે ૪॥ રતલ વજનનો હતો. બાળકનું સરેરાશ વજન ૭ રતલ હોય છે. જન્મ્યો ત્યારથી જ ઉધરસ અને શરદી ચાલુ. એમ કહેવાય કે ડૉ. અંકલેશ્વરિયાએ બહુ ચીવટથી ઈંજેકશનો આપી આપી જિવાડયો. ત્યાર પછી તેને ત્રણ વર્ષનો થયો ત્યાં સુધી ઠંડીમાં, તાપમાં કે વર્ષામાં શરદી અને કફ સાથે ઉધરસ રહ્યા જ કરે. અને પંદર દિવસ-મહિને દવા અને ઇંજેકશન આપવાં પડે, શેક કરવો પડે તેમ જ ગરમ કપડાંમાં વીંટાળી રાખવો પડે. તેને દવા અને ઇંજેકશનોને બદલે મૂત્ર પાવાથી આરામ થાય જ એવો વિશ્વાસ હોવા છતાં તે પીએ જ નહીં. "એ ભૂ ન પિવાય" એમ કહી મોં અવળું કરી નાખે. તેની મરજી વિરુદ્ધ તેનું મૂત્ર ન પાવાની મેં સલાહ આપી, પણ પેશાબથી તેના શરીરે માલિસ કરવાની સૂચના મેં તેની માને આપી; અને તેણે તે પ્રમાણે નિયમિત અમલ કરવા માંડયો અને અનુભવ્યું કે છેલ્લા ચાર છ માસથી ગયા ચોમાસામાં ભરવરસાદ અને ચાલુ શરદીમાં પણ તેને શરદી કે ઉધરસ કે તાવ આવ્યો નથી. શરીર પણ સારું થયું છે. મેં તેને કહ્યું: "જો તારા શરીરે ઈન્દુમતી ભૂ ચોપડે છે ત્યાર પછી તને ઉધરસ કે શરદી નથી થતી. પણ તું ભૂ પીએ તો તને કોઈ રોગ થાય નહીં." ત્યારે તેણે કહ્યું: "મારા ભાઈબંધોને કહું છું કે મારા દાદા કહે કે ગમે તેવો રોગ હોય તો ભૂ પીવાથી સારું થાય."

હું હસ્યો અને પૂછ્યું: "ત્યારે તું પોતે કેમ પીતો નથી?"

તેણે હસતાં હસતાં જવાબ આપ્યો કે, "એ તો બીજાને કહેવાય તો ખરું; પણ આપણાથી પિવાય ખરું?"

મેં કહ્યું: "હા, જે બીજાને કહીએ તે પહેલાં પોતાએ તો કરવું જ જોઈએ ને? જો, હું તને કહું છું તે પીઉં છું અને તે પછી જ તને કહું છું. જો, મારા હાથના આ પ્યાલામાં શું છે?" તેણે જોયું અને કહ્યું: "એ તો ભૂ છે." "જો તે હું પી જાઉં છું; કાંઈ ખોટું નથી. તને દવા પાય છે તેના કરતાં સ્વાદ સારો છે અને ગંધ પણ સારી છે." એમ કહી તેના દેખતાં હું આશરે ચારેક ઔંસ પેશાબ પી ગયો. તે તુરત ગયો. તેની મા પાસેથી લોટી લીધી, તેમાં પેશાબ કર્યો અને તેમાંથી એક ઘૂંટડો પી ગયો. તેની ભડક ભાંગી ગઈ. હું માનું છું કે હવે તેના સ્વાસ્થ્યનું સાધન તેણે મેળવી લીધું.

ત્યાર પછી એક બે મિત્રોએ મને કહ્યું કે મૂત્રના માલિસથી બાળલકવા પર અદ્ભુત અસર થાય છે. બાળલકવા મટી જાય છે. તેમણે પોતાની માહિતી કહી પણ જ્યાં સુધી તેની ખાતરીપૂર્વકની માહિતી મારી પાસે ન આવે ત્યાં સુધી હું જાહેર કરવા માગતો નથી.

## ૭

# શ્રદ્ધા અને ઉત્સાહનું પ્રતીક

મૂત્રચિકિત્સા અંગેનો સ્વાનુભવવાળો લેખ વાંચીને આણંદ પાસેના મોગરી ગામના શ્રી ચતુરભાઈ ભાઈલાલભાઈ મે માસની અધવચમાં મારી પાસે આવ્યા. આણંદના એક ભાઈને હૃદયરોગ હતો. તેને માટે પ્રયોગ શી રીતે કરવો તેની હકીકત મેળવવાને તે ભાઈને લઈને આવેલા. મેં તેમને બધી હકીકત કહી. તેમની સાથે તેમની સોળેક વર્ષની દીકરી હતી. મેં પૂછ્યું કે, આ છોડીને કેમ લાવ્યા છો? તેમણે કહ્યું કે તેનો કાન ઘણા દિવસથી પાકે છે, ખૂબ સણકા નાખે છે અને પરુ નીકળે છે. એટલે કાનના સ્પેશિયાલિસ્ટને બતાવવા આવી છે.

મેં કહ્યું, "કાન પાકવા જેવા દરદને માટે હવે કાનના સ્પેશિયાલિસ્ટ શોધવાના રહ્યા? પહેલાં ડમરાનો રસ નિચોવી કાનનું દરદ મટાડતાં. તમે તો ગામડામાં રહો છો. પણ છોડીના મનમાં એવું તો ખરું કે મારા બાપ

લક્ષાધિપતિ છે અને સો દોઢસો રૂપિયા ખર્ચે તેમાં જ તેમની શોભા." ભાઈ ચતુરભાઈ ચમકયા અને મને પૂછ્યું: "એવું કેમ કહ્યું?" મેં હસતાં હસતાં કહ્યું કે, "એને ઘેર લઈ જઈને તેના જ પેશાબનાં ટીપાં ચાર દિવસ નાખજો એટલે કાનનું દરદ મટી જશે." તે બહેન પણ સમજી ગઈ, મોગરી પાછી ગઈ. અને ચોથે દિવસે પત્ર આવ્યો કે, ત્રણ દિવસ પેશાબનાં ટીપાં નાખવાથી કાનના સણકા મટી ગયા છે પણ હજી થોડું થોડું પાચ નીકળે છે, તેનું શું કરવું? મેં જણાવ્યું કે, પેશાબને થોડો ગરમ કરી નાની પિચકારીથી કાન ધોઈ નાખવો અને પછી તે જ ગરમ પેશાબનાં ટીપાં મૂકી રૂનું પૂમડું મૂકી દેવું. તેમણે તેમ કર્યું. તુરત ચોથે દિવસે પત્ર આવ્યો: બેબીના કાનનું દરદ સાવ મટી ગયું છે.

પણ ચતુરભાઈને મનમાં વસી ગયું કે આ તો દૈવી દવા! તેમના ઘરમાં ત્રણ દરદી હતાં:

(૧) તેમનાં પત્ની, તેમનું શરીર વધારે સ્થૂલ અને પેટમાં દુખાવો થાય.

(૨) તેમના ભાઈનાં પત્નીને પાંચસાત વરસથી મધુપ્રમેહનો રોગ. અને

(૩) તેમનાં પુત્રવધૂની કરોડનો ચોથો અને પાંચમો મણકો ગંઠાઈ જઈ, સોજો થયેલો અને કરોડ ઉપર ગઠ્ઠો જામેલો; તેથી દુ:ખથી ઊંચું જોઈ ચલાય નહીં તેમ જ આડુંઅવળું પણ જોવાય નહીં, ચત્તું સુવાય નહીં, એક બાજુ જ સૂવું પડે. સતત દુખાવાને લીધે ઊંઘ પણ આવે નહીં; આમ ભારે પીડા હતી. તે બહેનને મુંબઈ લઈ જઈ ડૉક્ટરની સલાહથી ઊંડાં કિરણોની સારવાર પણ આપેલી. પણ કાંઈ રાહત મળી નહીં. ત્યાંથી પાછા આવી આણંદ મિશન હૉસ્પિટલમાં સાડાત્રણ માસ પ્લાસ્ટર ઑફ પૅરિસના પાટામાં સૂતાં રહ્યાં, પણ કાંઈ ફેર પડચો નહીં. દિનપ્રતિ-દિન તેનું દરદ અસહ્ય થઈ પડયું. ઘરનાં આ ત્રણે દરદીઓ હતાં. પેલી દીકરીના કાનને તદ્દન આરામ થવાનો અનુભવ પામેલા ચતુરભાઈને શ્રદ્ધા બેસી ગઈ અને ઉપરનાં ત્રણે દરદીને પેશાબથી આખા શરીર પર માલિસ કરવાની શરૂઆત કરી. માલિસ કર્યાને અઠવાડિયું થયું હશે ને ત્રણે દરદીને ફેર લાગ્યો. તેમની કાંતિ તેજસ્વી થવા લાગી, દુ:ખ ઓછું થવા લાગ્યું. પેટ સાફ થઈ ખોરાક પચી જાય. શરીરે સ્ફૂર્તિ રહે અને દરદનું દુ:ખ

ઓછું જણાય. પંદર દિવસના માલિસ પછી પુત્રવધૂની કરોડરજ્જુના મણકાનો ગઠ્ઠો ઓગળી જવા લાગ્યો. આમ ફેરફાર થાય તેથી તેમણે મને પૂછીને હું સૂચના આપું તે પ્રમાણે કરવા માંડ્યું. ત્રણે દરદીઓએ પેશાબથી જરૂર પૂરતા ઉપવાસ પણ કર્યા અને એક માસના ગાળામાં તો માલિસ અને ઉપવાસથી પુત્રવધૂને આરામ થયો અને પોતાના પતિ સાથે કલકત્તા ગયાં. ચતુરભાઈની પત્નીનું શરીર સારું થયું. દુઃખ દૂર થયું. સ્ફૂર્તિ વધી અને તેમના ભાઈનાં પત્નીનું મધુપ્રમેહનું દરદ પણ મટી ગયું. શરીર સારું થયું. હાથપગના વેણાચૂંથા શમી ગયા. શરીરની ફીકાશ જતી રહી, મોં પર તેજ આવ્યું અને શરીરમાં શક્તિ આવી.

શ્રી ચતુરભાઈનો ઉત્સાહ વધ્યો. આણંદ સાથે સંબંધ વધારે ત્યાં તેમણે મીઠો પ્રચાર શરૂ કર્યો, એટલું જ નહીં પણ એવું આમંત્રણ પણ આપ્યું કે જેને દૈવી પ્રયોગ કરવો હોય તેમણે મારે ત્યાં આવવું. હું બધી વ્યવસ્થા કરી આપીશ. આરામ થયે જજો.

મોગરીનાં ઉપરનાં ત્રણ-ચાર દરદીઓને આરામ થવાથી આણંદ અને આજુબાજુનાં ગામોમાં છૂટાછવાયા પ્રયોગો શરૂ થયા. કરમસદના મારા એક સગા ડૉક્ટર છે. તેમની દોરવણી નીચે એક સાઠ વર્ષની ઉંમરના ગૃહસ્થને દસ વરસનો દમ મટી ગયો એ વાત તે ડૉક્ટર શ્રી પ્રભુદાસ પટેલ મને મળ્યા ત્યારે કહી.

# ૮

# હૃદયરોગનો દરદી

શ્રી પ્રાણલાલ નથુભાઈ મોદી, મુંબઈ, ઉંમર વર્ષ ૩૬. 'સંસાર' માસિકમાં મૂત્રચિકિત્સાનો મારો અનુભવવાળો લેખ વાંચી મને પત્ર લખ્યો. પોતાના શરીરનું વર્ણન કરતાં લખે છે કે, તમારો લેખ વાંચી મને ઘણો આનંદ થયો; કારણ કે મને આશા બંધાઈ છે કે હવે મારા પણ દુઃખનો અંત આવશે. તમોએ રોગ પર જે ચિહ્નો બતાવેલ છે અને શરૂઆતમાં તમોને ડૉક્ટરે જે દવા બતાવેલ તે લગભગ બધી રીતે મને પણ લાગુ પડે છે. આ રોગની જાણ મને પહેલાં ૧૯૫૫માં થયેલ. અત્યારે બીજી વખત આ રોગ માટે સવા મહિનો થયાં હું પથારીવશ છું. આ વખતે તો ઈશ્વરે મને બચાવેલો છે; કારણ કે તા. ૨–૬–'૫૮ ના રોજ હું સખત બીમાર પડેલ. રોગનું નામ ડૉક્ટરના કહેવા પ્રમાણે Mitral Heart Disease Rheumatic Aeteology Congestive Cardiac Failure છે. બીજા એક દાક્તરે તેનું નામ Rheumatic Mitral Stendcis with Congestive Cardiac Failure કહેલ છે, ત્યારે તમોને હૃદયનો દમ કહેલ છે. અત્યારે આ રોગ ઉપર મને Digoxine Diomox, T. C. F. Vitamin B Complex, Forte Capsules તથા Mersalyl, B. D. H. (પેશાબનાં ઇંજેકશન), Uni B 12 E Folic, Uni B Complexનાં ઈંજેકશનો આપે છે. ડૉક્ટરના કહેવા પ્રમાણે હૃદયની અંદરનો વાલ્વ સંકોચાઈ ગયો છે. નાનપણમાં સાંધિવા હશે તેથી આમ થયું છે ને ફેફસાંમાં પાણી ભરાય છે.

મને જરા પણ ઝડપથી ચાલતાં અથવા કામકાજ કરતાં સખત શ્વાસ ચડે છે. જમણું પડખું ભારે રહે છે. ખભામાં સણકા મારી જાય છે ને દુખાવો રહે છે. શરીર નબળું અને ફિક્કું પડી ગયું છે. ઉંમર વર્ષ ૩૬ છે.

આ બધું લખવાનો હેતુ એ છે કે મારે પણ તમારા જેવો પ્રયોગ કરવો છે. પણ અમારા ડૉકટરને તમારો લેખ વંચાવી સલાહ લેતાં તેમણે

ચોખ્ખી ના પાડેલી છે. આ રોગ અસાધ્ય છે તેમ તેમનું પણ કહેવું છે; તેથી આ દરદથી હું કંટાળી ગયો છું.

છેલ્લે એટલું જ લખવાનું કે આપના દરદનાં જે ચિહ્નો હતાં તેવાં જ ચિહ્નો મને પણ છે. દવા પણ મળતી આવે છે. માત્ર રોગના નામ વચ્ચે જરા ફરક પડે છે. અમારા ડૉક્ટર પ્રયોગ કરવાની ના પાડે છે. માટે તમારી જરા પણ જવાબદારી વગર હું કરી શકું કે નહીં તે મને લખશો તો તમારો મોટો ઉપકાર માનીશ.

તેમના પત્ર પરથી મેં તેમને મારી જાણ મુજબની હકીકત લખી. તે પરથી તેમણે પ્રયોગ શરૂ કર્યો. વચ્ચે પત્ર લખી પૂછવા જેવું લાગ્યું તે મને પૂછ્યું. હું જાણતો હતો તે મેં જણાવ્યું. દિવસે દિવસે તેમને ફાયદો જણાયો. માલિસથી શરૂ કર્યું. પછી પેશાબ પીવા માંડયો. તેથી તેમને ઝાડા થયા. પેશાબની છૂટ થવા માંડી એટલે ઉપવાસ પણ શરૂ કર્યા. છેવટે તેમણે મને ઑગસ્ટ માસમાં જણાવ્યું કે, "મને ઘણો આરામ થઈ ગયો. શરીરે સ્ફૂર્તિ આવી છે. શક્તિ વધી છે. ઑફિસે રોજ જાઉં છું. ઓળખીતા બધા મને કહે છે તમારું શરીર ઘણું સારું થયું. છતાં હું હજી ઑફિસ જતાં ઢાળ કે સીડી ચઢવાની હોય છે તે ઉતાવળે ચઢું છું ત્યારે થોડો થોડો શ્વાસ ચઢે છે." તે ભાઈને તે દિવ્ય ઝરણનું રોજનું સેવન કરવાનું મેં જણાવ્યું અને વીનવ્યા કે, તમે હમણાં તાજી બીમારીમાંથી ઊઠયા તેમ તમારું હૃદય પણ તાજી બીમારીમાંથી સાજું થયું હશે. તેના પર આકરી કસોટી કરી તેને થકવશો નહીં. તમે તમારા હૃદયરોગથી છૂટયા તે બદલ તમને અભિનંદન. પણ હજી હું વૃદ્ધાવસ્થાને કારણે તમારા જેવા ઉપવાસ કરીને હૃદયરોગને નિર્મૂળ કરી શકયો નથી.

ઉપરની હકીકત વાચક મિત્રને પૂરી વાંચવાથી કંટાળો આવે એવો ડર હોવા છતાં મેં વિગતે લખી છે; છતાં તે ભાઈએ પોતાના પ્રયોગની ઘણી વિગત લખી છે તે મેં લખી નથી. આ ચિકિત્સામાં જે વિધિ કરવાની હોય છે તે હજી મારી સખત સૂચનાઓ હોવા છતાં કોઈએ કરી નથી. ચોકસાઈથી પ્રયોગ થાય તો તેનું પરિણામ થોડા સમયમાં રોગની સંપૂર્ણ નાબૂદીમાં આવી જાય એમ મને અનેકોના અનુભવો ઉપરથી ખાતરી થઈ છે. આપણને છેલ્લી બે પેઢીઓથી જેમ તેમ જિંદગી

જીવવાની ટેવની ખાસિયત પડી ગઈ છે તેવી જ કઢંગી ખાસિયત રોગની સારવાર વિષે પણ પડી છે. હાલની તબીબી પદ્ધતિમાં દાક્તર કે વૈદ પોતાના દરદીને લોકશાહીના સિદ્ધાન્તોને અનુસરીને પૂરેપૂરી સ્વતંત્રતા—સ્વચ્છંદે વર્તવાની છૂટ આપે છે અને એ રીતે આપણી સંયમશક્તિ ઘટી ગઈ છે. આ ચિકિત્સાની સારવાર જે જે લોકોએ લીધી છે તેમણે મને એમ જ કહ્યું કે, તમે ના કહો છો પણ અમે બીડી ચાલુ રાખી છે, શિખંડ ખાવાનો ચાલુ રાખ્યો છે તેમ જ માલિસમાં કે ઉપવાસમાં પણ અનુકૂળતા પ્રમાણે વર્ત્યા છીએ, છતાં અમને તો પૂરો લાભ થયો છે. જ્યારે આ વાત કેટલાકો તરફથી મેં જાણી ત્યારે મને મારી જવાબદારી સમજાઈ. તે સાથે મૂળ દ્રવ્ય પેશાબ, તેની અમોઘ શક્તિ પણ સમજાઈ. અને ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાનનું કહેલું યાદ આવ્યું. આપણો કર્તવ્યધર્મ બજાવવાનો અલ્પ પ્રયત્ન પણ અનેક મોટા ભયમાંથી આપણને બચાવે છે; તો પછી પૂરો પ્રયત્ન કરવાથી આપણું કલ્યાણ કેમ ન થાય?

## ૯

## અતિશય લોહીનું દબાણ

ગયા મે માસની આખરમાં અમદાવાદના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ શ્રી અનુભાઈ શાહ મારી પાસે આવ્યા. હું તેમને પિછાણતો હતો. તેમણે મને પોતાના દુ:ખની વાત કરી. તેમનાં પત્નીને ભારે લોહીનું દબાણ હતું. તેમણે તેની પીડાનું વર્ણન કરવા માંડયું. એ બહેનની ઉંમર ૪૫ વરસની પણ લોહીનું દબાણ ૨૭૦. એ બહેન જીવી શી રીતે શકે? મગજ ભમતું રહે. માથે સણકા નાખે. છ માસથી સહેજ પણ ઊંઘી શકાય નહીં. આખી રાત બૂમબરાડા અને દુ:ખદ ચિત્કાર નાખ્યા કરે. ખવાય નહીં. મેં તે ભાઈને પૂછ્યું કે, "દાક્તરની દવા તો કરી હશે ને?" તેમણે નિસાસો નાખતાં કહ્યું, "અરે શી વાત કરું! તેને સામાન્ય શરદી થયેલી તેને લીધે કોઈ વખત તાવ પણ આવતો. ડૉકટરે તે શરદી કાઢવાને ભારે ઈંજેકશન આપ્યાં. સ્પેકટોમાઈસીનના કોર્સ આપ્યા કર્યા. બીજાં ઈંજેકશનો પણ આપ્યાં, પણ શરદી મટી નહીં. દિનપ્રતિદિન તેનું દુ:ખ વધ્યે

ગયું. શું દુ:ખ છે તે જ અમને સમજાયું નહીં. એટલે એક સારા દાક્તરને બતાવી. તેમણે તપાસતાં લોહીનું દબાણ જોયું અને તે તો હબકી ગયા! તેમણે પેલા ડૉકટરને ઠપકાર્યા કે તમે શરદી માટે ઇંજેક્શન તો આપ્યા કર્યાં; પણ લોહીનું દબાણ કોઈ દિવસ જોયું નહીં? આ તો ગજબ થઈ ગયો છે. આ બાઈ જીવે છે શી રીતે તે જ સમજાતું નથી. તેને લોહીનું દબાણ હાલ ૨૭૦ છે. આવા લોહીના દબાણ-વાળો દરદી જીવી શકે એ જ નવાઈની વાત છે. લોહીનું દબાણ ઓછું થાય તો સમજણ પડે. એટલે શરદી કે તાવ એક બાજુ રહ્યાં અને લોહીનું દબાણ ઉતારવાનો પ્રયત્ન થવા માંડયો." આગળ વાત કરતાં ભાઈ અનુભાઈએ દુ:ખી દિલથી વર્ણવ્યું કે, લોહીનું દબાણ ઉતારવાના અથાગ પ્રયત્ન કર્યા. આજ સુધી ઓછામાં ઓછાં એક હજાર ઇંજેકશનો તેને આપ્યાં હશે પણ કાંઈ વળ્યું નહીં. એટલે નિપ્ણાત ડૉકટરોએ એવું નક્કી કર્યું કે, ઑપરેશન કરી શરીરના મધ્ય ભાગના જ્ઞાનતંતુ કાઢી નાખવામાં આવે તોપણ ચાળીસ ટકા આશા રખાય કે લોહીનું દબાણ ઓછું થાય અને ૬૦ ટકા આશા અમે ના આપીએ. છેવટે તે પણ સ્વીકાર્યું. વાડીલાલ હૉસ્પિટલમાં ઑપરેશન થયું. છ કલાક ઑપરેશન ચાલ્યું અને એક બાજુના જ્ઞાનતંતુઓ કાઢી નાખ્યા. તે ઑપરેશન રુઝાતાં પંદર દિવસ પછી બીજી બાજુનું ઑપરેશન કરી તે બાજુના જ્ઞાનતંતુઓ કાઢી નાખ્યા. ઑપરેશન રુઝાયું પણ લોહીનું દબાણ ૨૪૦ થી નીચે ઊતર્યું નહીં અને તે પણ દરરોજ લોહીનું દબાણ નહીં વધવાની ટીકડીઓ આપીએ તો ૨૪૦ રહે. ટીકડીઓ ન આપીએ તો ૨૬૦ થાય. આટલા સુધારાથી કાંઈ દરદીને બીજું દરદ ઓછું થયું નહીં. શરીરના સણકા, ચક્કર આવવાં, અનિદ્રા અને ખોરાક ખવાય નહીં. બૂમબરાડા અને ચિત્કાર તો હતા તે જ રહ્યા."

તે ભાઈએ વળી આગળ ચલાવ્યું: "એટલા માટે છેવટે હું તમારી પાસે આવ્યો છું. તમારો મૂત્રચિકિત્સાવાળો લેખ વાંચી મને એમ આશા લાગી કે તમારા પ્રયોગનો એકલો જ ઉપાય બાકી રહ્યો અને મને શ્રદ્ધા છે કે તેના પ્રયોગથી તેનું લોહીનું દબાણ ઓછું થશે."

મેં તેમને કહ્યું કે, તમો જાણો છો કે હું દાકતર કે વૈદ નથી. હું તેનો ધંધો કરતો નથી. પણ કુદરતી સાધન પ્રત્યેની શ્રદ્ધાથી મેં તે

સાધન અજમાવ્યું અને મને તેથી સારી રાહત મળી. એટલે તમને શ્રદ્ધા હોય તો તમે પણ તે પ્રયોગ અજમાવો. પણ હવે દાક્તરોની દવાથી તેમને મટશે, એવી આશા તમે છોડી દીધી છે?

તે ભાઈએ નિશ્ચયાત્મકભાવે કહ્યું: "હાજી, મેં તો આશા છોડી દીધી છે, એટલું જ નહીં પણ દાક્તરો પણ એવું જ કહે છે કે કેસ આશાજનક નથી. તેમણે તો હાથ ધોઈ નાખ્યા છે. તેથી હું તમારી પાસે આવ્યો છું."

મેં તેમને પૂછ્યું કે, "એટલે તમે એમ કહેવા માગો છો કે તમારાં પત્નીને તમે મરી ગયેલાં માનો છો?" તેમણે નિરાશાથી જવાબ આપ્યો: "હું તો તેને મરી ગયેલી જ માનું છું; નાહક રિબાય છે અને તેની રિબામણીને કારણે અમે ઘરમાં કોઈ ઊંઘી શકતાં નથી અને દુ:ખી થઈએ છીએ."

તે ભાઈનો નિશ્ચય જોઈને મેં તેમને કહ્યું કે, "ઠીક ત્યારે, આ પ્રયોગમાં રસ લે છે તેવા દાક્તર પુષ્પેન્દ્ર ભટ્ટને મળો અને પ્રયોગની વિધિ જાણી લો. તમારે તેમને કાંઈ ફી આપવાની નહીં. તમને પ્રયોગની રીત સમજાવશે તે પ્રમાણે શરૂ કરો. પણ પ્રયોગ દરમ્યાન કોઈ પણ જાતની બીજી દવા તેમને આપવી નહીં, એટલું સાચવજો."

તેમણે વળી પૂછ્યું: "પણ તમારા ધોરણે માલિસ કરવાનું કહો છો તે સમયમાં તેમને દાક્તરની ટીકડીઓ ન આપું તો લોહીનું દબાણ વધશે નહીં ને?" મેં જવાબ આપ્યો કે, "બે ત્રણ દિવસ માલિસ કર્યા પછી ટીકડીઓ બંધ કરજો અને શું થાય છે તે મને જણાવજો."

મારી સૂચના પ્રમાણે તે ભાઈએ પોતાના ડૉક્ટરને ડૉ. પુષ્પેન્દ્ર ભટ્ટ પાસે જઈ પ્રયોગવિધિ પૂછી લાવવાનું સૂચવ્યું. તેમના ડૉક્ટર રૂબરૂ ગયા નહીં પણ ફોનથી પૂછ્યું અને શ્રી અનુભાઈને કહ્યું કે, "ડૉ. પુષ્પેન્દ્ર ભટ્ટે પગના તળિયે દિવસમાં બે વખત પેશાબથી માલિસ કરવાનું કહ્યું છે." ખરી વાત એ હતી કે દિવસના બે કલાક આખા શરીરે માલિસ કરવાની સૂચના તે ડૉક્ટરને પુષ્પેન્દ્ર ભટ્ટે આપેલી; પણ તેમણે ધ્યાનથી સાંભળ્યું ન હોય કે ગમે તે કારણે, પગને તળિયે જ માલિસ કરવાની સૂચના આપી; છતાં મૂળ વસ્તુમાં શક્તિ એવી વિચક્ષણ

છે કે તેનો પરચો તુરત બતાવ્યો. કેવળ પગને તળિયે જ ત્રણ દિવસ માલિસ કર્યા પછી પેલી ટીકડીઓ બંધ કરી છતાં તે બહેનનું લોહીનું દબાણ વધ્યું નહીં. તેની ખાતરી થતાં ભાઈ અનુભાઈએ રાજી થઈ મને ફોન કર્યો અને જણાવ્યું કે, "પેલા ડૉક્ટરની સૂચના પ્રમાણે પગને તળિયે ત્રણ દિવસ પેશાબથી માલિસ કર્યા બાદ પેલી ટીકડીઓ આપવાની બંધ કરી તોપણ લોહીનું દબાણ વધ્યું નથી, પણ સ્થિર રહ્યું છે; એટલે હવે તો મારી શ્રાદ્ધા વધી છે કે આ ઉપચારથી તેને મટશે જ. મને તમે વારંવાર દોરવણી આપજો."

ઉપરની તેમની હકીકત સાંભળી મને આનંદ થયો. આજકાલ જ્યાં જોઈએ ત્યાં લોહીના દબાણની ફરિયાદ વધી પડી છે; છતાં આવા ભારે લોહીના દબાણનો દાખલો તો જવલ્લે જ હશે. આવી ગંભીર બીમારી સુધરી જાય તો આ પ્રશ્ન પ્રત્યે જનતાનું લક્ષ જરૂર ખેંચાય એમ લાગવાથી મેં આ પ્રયોગના એક અનુભવી જુવાન ભાઈ રણજિતભાઈ પરીખ જેણે કેવળ યોગની દૃષ્ટિથી આ પ્રયોગ છેલ્લાં પાંચ વરસથી કરવા માંડયો હતો, તેમને આ દરદી બહેનની સંભાળ લેવાનું કામ સોંપ્યું. પેલાં બહેનને પેશાબ પણ બહુ થોડો થાય. ઉપવાસમાં પેશાબનો જથ્થો ઓછો હોય તો તેમાંના પૌષ્ટિક ક્ષારો દરદીઓને ઓછા મળવાથી અશક્તિ વધે. જેમ વધારે પેશાબ પીવામાં આવે તેમ શરીરને વધારે પોષણ મળે અને વહેલો આરામ થાય. એટલે આ ભાઈએ પોતે દૂધ પર રહીને પોતાનો પેશાબ બહેનના માલિસ માટે વાપરવા માંડયો અને બહેનનો પોતાનો પેશાબ પાવા માંડયો. આમ તો તે બહેન કાંઈ ખાઈ શકતાં નહોતાં. દૂધ સરખું પણ પેટમાં ટકે નહીં. પણ પહેલા દશ દિવસમાં આખા શરીરના માલિસથી લોહીનું દબાણ ૨૪૦થી ૨૨૫ ઉપર આવ્યું, છ માસની સતત અનિદ્રા પછી બે ચાર કલાકની ઊંઘ આવવા માંડી અને દૂધ પેટમાં ટકવા માંડયું. બીજા દશ દિવસમાં શરીરમાં કોઈ જાતનો દુખાવો રહ્યો નહીં, લોહીનું દબાણ ૨૦૦ સુધી ઊતર્યું. તે બહેનને ભારે રાહત થવા માંડી. બેઠું થવાય, તકિયે બેસી રહેવાય; ઝાડા વાટે ખૂબ મળ નીકળવા માંડયો અને રાત્રે ને દિવસે ઊંઘ સારી રીતે આવવા માંડી. દુ:ખને કારણે થતા બૂમબરાડા તો બંધ થઈ જ ગયા. આ બધું છતાં એક ચિંતા રહેવા માંડી. હાથના અને પગના સોજાને કાંઈ અસર

ન થઈ. તે સહેજે ન ઊતરે. શ્રી અનુભાઈનું એવું કહેવું હતું કે વિવિધ પ્રકારનાં ઝેરી ઇંજેકશનોના કારણે શી શી અસર નહીં થઈ હોય, તેની શી ખબર? વૈદકના જાણનારાઓને એમ પણ લાગ્યું કે બહારનાં ઝેરી દ્રવ્યોના જમાવને કારણે કઠોદરનું દરદ લાગુ પડયું હોય. હૃદય અને કીડની (મૂત્રપિંડ) પણ નિયમિત કામ નહોતાં આપતાં. એટલે લોહીનું દબાણ ઓછું થવા માંડયું પણ હાથપગના સોજા ઊતરે નહીં. છતાં પ્રયત્ન ચાલુ રહ્યો. છ અઠવાડિયાંને અંતે લોહીનું દબાણ ૧૫૦ પર આવ્યું. ૪૫ વરસની ઉંમરના પ્રમાણમાં એ વધારે ન ગણાય. એટલે હવે લોહીનું દબાણ સામાન્ય થયા પછી સોજાનું દરદ મુખ્ય બની ગયું. ઉપવાસ તો બહુ ખેંચાય તેમ નહોતું. એટલે થોડું થોડું મગનું પાણી અને દૂધ આપવા માંડયું. માલિસ તો ચાલુ હતું. પણ તેમણે પાણી બિલકુલ નહોતું પીવાનું; કારણ કે પાણી તો કાઢવાનું હતું. પણ લાંબા દિવસમાં દરદીને પણ ઉતાવળ થઈ આવી. અને જે ભાઈ તેમની સારવારમાં હતા તેમણે મને કહ્યું કે, "કાકા, આ તો ગજબ થાય છે. છાનુંછપનું પાણી વગેરે ખૂબ પિવાય છે અને દરદી સંયમમાં રહે એમ લાગતું નથી." મેં ભાઈ અનુભાઈને આ અંગે પૂછ્યું ત્યારે તેમણે પણ કહ્યું કે, "કાકા, શું થાય? હું તો આખો દિવસ ઑફિસમાં હોઉં, ઘેર શું થાય છે તેની મને ખબર નથી. હું વારંવાર ચેતવણી આપું છું."

આ પ્રસંગે મને લાગ્યું કે આવી રીતે કામ થાય નહીં. નામોશી આવે. ભાઈ રણજિતભાઈને સૂચના કરી કે, "સારવાર છોડી દો. લોહીનું દબાણ ૨૬૦ થી ૧૫૦ આવી ગયું એટલે આપણો પ્રયોગ તો સંપૂર્ણ સફળ ગણાય." ત્યાર બાદ કોઈ વૈદ્યની સારવારમાં સવા મહિનો તે બહેન રહ્યાં અને કમનસીબે મૃત્યુ પામ્યાં. આ પ્રયોગ મારી દૃષ્ટિએ તો સફળ ગણાય. મૃત્યુ રોકવાની શક્તિ પણ મૂત્રમાં છે તેવો મારો દાવો નથી. અને કેવળ લોહીનું દબાણ ઓછું એટલે ૧૭૦–૧૭૫ થાય તોપણ દરદીને આરામ થઈ જાય એવી નિષ્ણાત દાક્તરોની માન્યતા હતી. અને તે હેતુથી બાર કલાકના ઑપરેશનથી જ્ઞાનતંતુઓને કાઢી નાખ્યા છતાં તે લોહીનું દબાણ ઓછું ન થયું. તેને કારણે દાક્તરોએ પણ હાથ ધોઈ નાખ્યા હતા. તે લોહીનું દબાણ ૨૬૦ થી ૧૫૦ સુધી આવી

ગયું અને દરદીનું બધું દુઃખ મટી ગયું એ કાંઈ મૂત્રની જેવી તેવી શક્તિ ન ગણાય. અને વળી નિરાંતે, વગર પીડાએ મૃત્યુ પામ્યાં. આ પ્રયોગને પૂરો યશ નહીં મળવાનો હોય એટલે અગર તો તે દરદીના મૃત્યુનો અપયશ આ પ્રયોગને શિરે નહીં આવવા દેવો હોય એટલે તે દરદીની સારવાર છોડી દેવાની બુદ્ધિ પ્રભુએ મને સુઝાડી; કારણ કે મને તેમાં મમત્વ ન હતું. આ કેસ બરોબર સમજાય એટલા માટે વિગતે મેં આપ્યો છે. આવા કેસોમાંથી આ મૂત્રચિકિત્સાની વૈજ્ઞાનિક પદ્ધતિ આપણે ઊભી કરવાની છે. આવા કેસો ભવિષ્યમાં મૂત્રચિકિત્સાના કોઈ પણ ઉત્સાહી સંશોધકોને માર્ગદર્શક થઈ પડે.

# ૧૦
# ગળાની ગાંઠો

ઘણાં નાનાંમોટાંઓને ગળામાં ગાંઠો થાય છે. કેટલીક વખતે તે ક્ષયની હોય છે, કેટલીક વખત કૅન્સરની હોય છે અને કેટલીક વખત સાદી હોય છે; છતાં તેનાથી દરદીનું ગળું સૂજી જાય છે. ખાવામાં મુશ્કેલી પડે છે. તેનાં મોં અને આંખો પણ સૂજી જાય છે. આવી ગાંઠોને ઇંજેક્શનો કે ઑપરેશનથી છંછેડવામાં આવે અને તાત્કાલિક સાદા ઉપચારોથી મટાડી ન દેવાય તો તે કૅન્સરનું રૂપ પકડે છે એમ ઘણાંનો અનુભવ છે. સાબરમતી હરિજન આશ્રમમાં રહેતા શ્રી જૂઠાભાઈ અમરશી શાહનો છોકરો નામે ભરત, ઉંમર વર્ષ ૧૪ની, તેને ગળામાં બંને બાજુએ બે ગાંઠો થયેલી. મોઢું સૂજી ગયું હતું અને પાણી પીતાં પણ તકલીફ પડતી. તેથી ગભરાઈને ઓળખીતા ડૉક્ટર પાસે તેને લઈ ગયા. ડૉક્ટરે તેને તપાસીને તુરત સૂચના કરી કે તેને તાત્કાલિક ગુલાબબાઈ હૉસ્પિટલમાં જ્યાં ડૉ. સુમન શાહ તે વખતે હતા, તેની પાસે લઈ જવો. તે ડૉક્ટરે જૂઠાભાઈને એમ કહ્યું કે તે પોતે તે છોકરાને દવા આપે પણ એ ગાંઠો ગળાની અંદર પાકી જાય અને ફૂટી જાય તો શરીરનું જોખમ આવી જાય. માટે ડૉ. સુમનની સલાહથી તે જે

ઇન્જેક્શન કે બીજી સારવાર સૂચવશે તે મુજબ પછી કરીશું. ડૉક્ટરની વાતથી ગભરાઈને શ્રી જૂઠાભાઈ પોતાના છોકરાને લઈને હૉસ્પિટલમાં ગયા ત્યારે જાણ્યું કે ડૉક્ટર પોતે બહાર નીકળી ગયા હતા. પણ બીજા માણસોએ કહ્યું કે બપોરે બીજા કોઈક ડૉક્ટર મળશે. તેને એ છોકરાને બતાવજો; કારણ કે ડૉ. સુમન શાહ હવે બે ત્રણ દિવસ પછી આવશે. બીજા ડૉક્ટરને બતાવવાની તેની ઇચ્છા ન હતી. એટલે એ ભાઈ પોતાના છોકરાને લઈને ડૉ. સુમનના ખાનગી દવાખાનામાં ગયા. બપોરના બાર વાગી જવાથી ડૉક્ટર ત્યાંથી પણ પોતાને ઘેર જવાને નીકળી ગયા હતા. એટલે બાપ–દીકરો થાકીને ઘેર પાછા ગયા. શ્રી જૂઠાભાઈ પાસે તે વખતે ડૉ. આર્મસ્ટ્રૉંગનું પુસ્તક 'વૉટર ઑફ લાઈફ' હતું. તે તેમણે ચીવટથી વાંચવા માંડયું. પુસ્તકમાં ગળાની આવી જાતની ગાંઠો માટે બહુ જ ખાતરી-પૂર્વક લખેલું છે કે, તે મૂત્રચિકિત્સાથી જલદી ઓગળી જાય છે. તેથી તેમણે પોતાના દીકરાને એ મૂત્રપ્રયોગની વાત કરી અને તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો. રોજ દવાખાને જવું, રોજનાં પાંચસાત રૂપિયાનાં ઇન્જેક્શનો લેવાં અને મોટા ખર્ચમાં ઊતરવું, તેના કરતાં મૂત્રપ્રયોગ કરવો એ જ સારું છે. બધી તકલીફોમાંથી બચી જવાશે. કદાચ ઑપરેશન કરવાનું પણ કહે. એમ થાય તો જોખમ પણ ખરું. બાપની વાત છોકરો સમજ્યો અને આ પ્રયોગ કરવાનું સ્વીકાર્યું. ભરતભાઈ પોતાના પેશાબનો એક ઘૂંટડો મોં બગાડીને પી ગયો. પરંતુ માની લીધેલી સૂગને લીધે તુરત ઊલટી થઈ. ઊલટીથી કેટલોક પેશાબ બહાર નીકળી આવ્યો. છતાં તે દિવસે તેને કાંઈ પીડા નહીં થવાથી અને તેના પિતાના વારંવાર કહેવાથી બીજે દિવસે તેણે વધારે પેશાબ લીધો. તેને ઊલટી ન થઈ અને દરદમાં ઠીક રાહત મળી. આને કારણે તેને શ્રદ્ધા આવી કે તેને ઠીક થશે. ત્રીજે દિવસે તે ભાઈ છથી આઠ ઔંસ પેશાબ આંખો મીંચીને ગટગટાવી ગયો. ત્રણ જ દિવસમાં આઠ આની દરદ ઓછું થઈ ગયું. બીજા પાંચ છ દિવસ વધુ આ પ્રયોગ ચાલુ રાખવાથી છઠ્ઠે દિવસે તો તેના ગળાની બંને ગાંઠો ઓગળી ગઈ. શ્રી જૂઠાભાઈ જણાવે છે કે, આ પ્રસંગથી અમને આ પ્રયોગ ઉપર ઘણી શ્રદ્ધા ચોટી છે. આમ આ પ્રયોગ તેની બાબતમાં સફળ થયો છે.

## ૧૧

# ચામડીનું દર્દ

ઉપરના જ શ્રી જૂઠાભાઈ શાહે પોતાના શરીર પર ભયંકર ગરમી ઊપસી આવેલી તે પર સફળ પ્રયોગ કર્યો. તેનો હેવાલ તેમણે પોતે આપ્યો છે. તેમની ઉંમર ૭૭ વર્ષની છે. ત્રણેક માસ ઉપર તેમણે શરીર પર પેશાબથી માલિસ કરવાનું અને પેશાબ દરરોજ એક બે વખત પીવાનું શરૂ કરેલું. તે દરમ્યાન આખા શરીર પર શીતળાની માફક મોટા પીલુ જેવા ફોલ્લા ઊપસી આવ્યા. આખા શરીર પર આંગળી મૂકવા જેવી પણ જગા ખાલી નહીં. હાથે અને પગે ઘણો દુખાવો શરૂ થયો. તેથી તેમણે મૂત્ર અને પાણી સાથેના ત્રણ ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો. ફોલ્લાના કારણે શરીર પર માલિસ તો થઈ શકે નહીં, જેથી મૂત્ર ચોપડવાનો નિશ્ચય કર્યો. આ પ્રયોગમાં તેમને ભારે શ્રદ્ધા હોવાથી તે મુજબ સારવાર ચાલુ રાખી. શરીરની સ્થિતિ એવી હતી કે બીજો કોઈ માણસ જુએ તો એમ જ કહે કે તેમને ચેપી રોગની હૉસ્પિટલમાં લઈ જવા જોઈએ; પણ તેમણે કોઈ પણ વૈદ-ડૉક્ટરની સલાહ લીધા સિવાય સંપૂર્ણ શ્રદ્ધાથી પ્રયોગ ચાલુ રાખ્યો.

ઉપવાસ દરમ્યાન દિવસમાં જેટલો પેશાબ થાય તે બધો તે પી જતા અને બે ત્રણ દિવસનો વાસી પેશાબ રાખી મૂકેલો તેનો ઉપયોગ શરીર પર ચોપડવામાં કરતા. વચ્ચે છઠ્ઠે દિવસે રોગનો ઉપદ્રવ ખૂબ જ જણાયો અને પગે સોજા પણ આવી ગયા. એમણે જોયું કે શરીરની ગરમી ઉપર કેવળ પેશાબ સીંચવાથી પેશાબનો ગુણ દાખવતો નથી, તેથી તેમણે પોતાના એક મિત્ર પાસે પેશાબનું ચોળીને શરીર પર માલિસ કરાવ્યું. તેને લીધે પાકેલા ફોલ્લા બધા ફૂટી ગયા. આખા શરીરે જાણે પરુ-પાચ ચોપડચું હોય એવો સફેદ લેપ જણાયો. પણ પછી તુરત નવશેકા પાણીથી નાહી નાખી શરીર સ્વચ્છ કર્યું. આથી ઘણી જ રાહત થઈ. પાંચ છ દિવસ સુધી જૂના નવા ફોલ્લામાંથી પરુ નીકળી જવાથી રૂઝ આવવા લાગી અને

શરીર સારું થઈ ગયું. બે દિવસ પછી તો તેમની હંમેશની કામગીરી શરૂ કરી દીધી.

આ કિસ્સામાં વિશેષ વિગત આપતાં શ્રી જૂઠાભાઈ જણાવે છે કે, મેં મારી જિંદગીમાં કોઈ દિવસ ઉપવાસ કરેલા નહીં; કેમ કે જો એક જ દિવસ ખાધા વિનાનો જાય તો શરીરે પુષ્કળ અશક્તિ આવી જતી. પરંતુ પેશાબ સાથેના આ ત્રણ દિવસના ઉપવાસ વખતે મને જરાય અશક્તિ જણાઈ નહોતી અને થોડું થોડું ફરી પણ શકતો હતો. આથી મને શ્રદ્ધા ઊપજી છે કે ચામડીનાં દરદોમાં આ મૂત્રપ્રયોગ રામબાણ અને સહેલો ઉપાય છે. મારી સર્વને ભલામણ છે કે આ સચોટ અને બિનખર્ચાળ ઉપાય અજમાવીને ચામડીનાં દરદોમાં ફાયદો ઉઠાવે અને બીજી ખર્ચાળ દવાઓ અને હેરાનગતિથી બચે.

જો હું ડૉકટરી દવાઓ પાછળ પડચો હોત તો મોટા ખર્ચમાં ઊતરત. આખું કુટુંબ મારી સારવાર પાછળ હેરાન હેરાન થઈ જાત. આ દરદમાં તો મેં મારાં સગાંઓને કે દીકરીઓને પણ ખબર જાણી જોઈને આપી ન હતી; કેમ કે મારે તેમને હેરાનગતિમાંથી બચાવવાં હતાં. આ રીતે મેં મારું ચામડીનું ભયંકર દરદ શાન્તિથી મટાડચું.

તા. ૧૦–૧૦–'૫૮

ઉપરના હેવાલનો હું પોતે સાક્ષી છું. એક દિવસ હું આશ્રમ તરફ ફરવા ગયેલો. ત્યાં મેં તેમની બીમારીની વાત જાણી. હું તેમને જોવા ગયો. તેમની ભયંકર દશા જોઈને હું ત્રાસી ગયો. અને મને ચિંતા થઈ કે આનું પરિણામ શું આવશે! પણ પાંચ દિવસ બાદ જ્યારે મેં ભાઈ જૂઠાભાઈને જોયા ત્યારે મને તેમનું શરીર જોઈને આશ્ચર્ય થયું. શરીરના કોઈ ભાગ ઉપર દરદની નિશાની નહીં અને ચામડી તેજસ્વી તથા સુંવાળી જણાઈ. ૭૭ વર્ષની ઉંમરે આવી બીમારી પછી પણ પાંચ પાંચ માઈલની મુસાફરી કરીને ખરા ધીખતા તાપમાં મોટી તાલવાળા ખુલ્લા માથે માથા ઉપર વસ્ત્રનો ટુકડો નાખીને શ્રી જૂઠાભાઈને પાછા મારી પાસે આવેલા જોયા ત્યારે મેં તેમનું ખમીર તો જોયું પણ સાથે સાથે માનવ-મૂત્રના ખમીરની પણ મને વિશેષ ખાતરી થઈ.

# ૧૨

# પેટનો દુખાવો

અસલાલીના રહીશ અને અમદાવાદમાં રહેતા ભાઈ લાલજીભાઈ હીરાભાઈ પટેલ, ઉંમર વર્ષ ૪૩ની. વર્તમાનપત્રોમાં મારા મૂત્રચિકિત્સાની સ્વાનુભવી કથા વાંચીને તેમણે પોતાની મેળે પોતાને જેમ સૂઝ્યું તે પ્રમાણે પોતાનું દુ:ખ દૂર કરવાનો નિશ્ચય કર્યો. તેમને સારું થયા બાદ બે માસે મારા એક પરિચિત ભાઈ સાથે મને મળવા આવ્યા અને પોતે જે પ્રયોગ કર્યો અને તેનાથી જે આરામ થયો તેની વાત કરી. પછી પોતે પોતાના દરદને નિર્મૂળ કરવાને મૂત્રચિકિત્સાનો ઉપચાર કર્યો તેનો હેવાલ મને લખી મોકલ્યો. તે ભાઈને પાંચ વર્ષથી આંતરડાની તથા પાચન-શક્તિ મંદ હોવાની ફરિયાદ હતી. દર વર્ષે ડૉક્ટરની દવા કરાવવી પડતી અને એક બે માસની દવાથી કદાચ આરામ થતો, પણ પાછું એનું એ જ દરદ ઊભરાયા કરતું. આખરે તે ભાઈ આર્થિક રીતે અને શારીરિક દૃષ્ટિએ ઘણા કંટાળી ગયા અને અંતે ગઈ દિવાળીએ તેમણે ડૉક્ટરની દવા લેવાની બંધ કરી. પણ ઉનાળામાં વળી પાછા તે બીમાર પડ્યા. તે દરમ્યાન મારા પ્રયોગવાળો લેખ તેમના વાંચવામાં આવ્યો. તેમણે મારી સલાહ કે સૂચના વગેરે મેળવ્યા સિવાય પોતાની જાત ઉપર તે પ્રયોગ શરૂ કર્યો અને તેમને બરાબર દોઢ માસમાં સંપૂર્ણ આરામ થયો.

વિશેષમાં આ ભાઈ લખે છે કે, “આ પ્રયોગથી મને દમની જે સાધારણ અસર હતી તે મટી ગઈ છે. ફક્ત આ મૂત્રપ્રયોગમાં શ્રદ્ધા અને આત્મસંયમની જરૂર છે. મને પોતાને તો અનુભવે લાગ્યું છે કે શાસ્ત્રીય રીતે મુ. રાવજીકાકાએ જે સલાહ-સૂચના પોતાના લેખમાં આપી છે તે પ્રમાણે મેં પ્રયોગ કર્યો હોત તો આટલો લાંબો વખત આ પ્રયોગ મારે કરવો પડચો ન હોત.

મારા મનની નિર્બળતાને કારણે હું બીડી તથા ખાંડ છોડી શક્યો નહોતો. જો આ બે વસ્તુ છોડી હોત તો મને અવશ્ય વહેલો ફાયદો થયો હોત એમ મને લાગે છે. મેં નીચે પ્રમાણે પ્રયોગની શરૂઆત કરી હતી:

શરૂઆતમાં આઠ દિવસ સુધી સવારથી સાંજ સુધી બધો જ પેશાબ મેં પીધો હતો. પછી ધીમે ધીમે ચાર વખત દિવસમાં પીતો હતો અને છેલ્લા દશ દિવસમાં તો સવારમાં વહેલો એક જ વખત લેતો હતો. તેનાથી પેટમાંનો ગેસ તથા કબજિયાત રહેતી હતી તેમાં ઘણો ફાયદો જણાયો. અને એક માસ સુધી દરરોજ રાતનો પેશાબ રાખી મૂકીને બીજે દિવસે રાત્રે તથા સવારમાં અડધો અડધો કલાક આખા શરીરે માલિસ કરતો હતો. જેટલો પીવાથી ફાયદો થયો હતો તેટલો જ માલિસથી પણ ફાયદો થયો હતો. માલિસથી મારી ચામડીના રંગમાં ફેર જણાયો અને પગનાં તળિયાંમાં પહેલાં ખૂબ જ પસીનો થતો હતો તે હવે બિલકુલ થતો નથી અને પગનાં તળિયાંની ચામડી પણ સુંવાળી અને સારી થઈ ગઈ. મોઢા ઉપર ગરમી અને ફોલ્લીઓ હતી તે પણ મટી ગઈ.

બીજું કેડમાં જે કળતર થતું હતું તે પણ નાબૂદ થયું. આજે હું સંપૂર્ણ સારી રીતે કામ કરી શકું તેવી સ્થિતિમાં છું અને આજે દિવસના ચૌદ કલાક કામ કરું છું.

મારી બીમારીના ટાઈમે હું નિરાશ અને સુસ્તપણે બેસી રહેતો હતો. આજે કોઈ પણ જાતની નબળાઈ નથી અને સંપૂર્ણ સ્ફૂર્તિથી કામ કરું છું."

તા. ૧૫–૧૦–'૫૮

સદરહુ ભાઈએ આપેલા હેવાલનો છેવટનો ભાગ—તેમણે પ્રયોગ કેવી રીતે કર્યો તે વર્ણન તેમની જ ભાષામાં શબ્દે શબ્દ મેં ઉપર આપેલ છે. તેમાં તેમણે કરેલા એકરારથી તેમની નિખાલસતાનાં દર્શન થાય છે. મૂત્રચિકિત્સાના પ્રયોગમાં રાખવી જોઈતી ચોકસાઈ અને પાળવી જોઈતી પરહેજીમાં તે બિલકુલ બેદરકાર રહ્યા છે અને આપણા લોકોમાં ચોકસાઈની જે ખામી છે તેનું દૃષ્ટાંત તેમણે પૂરું પાડ્યું છે. છતાંયે તેમણે કરેલા પ્રયોગથી લાભ તો થયો જ. તેમનું કહેવું તદ્દન વાજબી છે કે, જો તેમણે સૂચવેલી પરહેજી પાળી હોત તો તેમનું જે દરદ દોઢ માસમાં મટ્યું તેનો આઠ દસ દિવસમાં નિકાલ આવી ગયો હોત. આ ઉપરથી જેમને અનુભવ થયો હોય તે મૂત્રની અમોઘ શક્તિ સમજી શકે. પણ જગતભરનાં વૈદકીય મહાવિદ્યાલયયોમાં નિષ્ણાત થયેલા દાક્તરો આ વાત શી રીતે સમજી શકે? અને એ નિષ્ણાતો તે અણઘડ ગણાતા માણસના

અનુભવને મૂર્ખાઈ સમજે તો તે અણઘડ માણસના દિલમાં સામેના વિષે જે ભાવ પેદા થાય તેમાં તેનો શો દોષ?

આ વર્ણન પૂરું કરતાં એક જાણવા જેવી વાત જણાવું. સદર લાલજીભાઈ પ્રયોગ કરી સારા થયા પછી મને મળવા આવ્યા અને પોતાના અનુભવની મને વાત કરી, ત્યારે મેં તેમને સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે, "તમને પેશાબ પીતાં સૂગ ન આવી?" મારો પ્રશ્ન સાંભળી તેમણે પોતાની વીનકકથા મને કહી સંભળાવી. તેમણે કહ્યું કે, હું જ્યારે દસ બાર વરસનો હોઈશ ત્યારે મારા શરીર પર બધેય અછબડા જેવા મોટા ફોલ્લા ઊપસી આવેલા. મને બહુ દરદ થતું. મારા ગામના એક વૃદ્ધ વૈદે મારા પિતાને દવા બતાવી કે તેને ત્રણ-ચાર દિવસ ગધેડાનું મૂતર પવાય તો તે ફોલ્લા શમી જશે. પણ ગધેડાનું મૂતર છે એવું હું જાણું તો હું તે નહીં પીઉં એવી મારા પિતાને ખાતરી હતી. તેથી એક દિવસ સવારે તૈયાર થઈને તેઓ મને કહેવા લાગ્યા કે હું અમદાવાદ જાઉં છું; બપોરે પાછો આવીશ. અમુક તમુકને મળવું છે અને કોઈ ડૉક્ટરને તારા ફોલ્લાની વાત કરી દવા પણ લેતો આવું; એમ કહી તે ઘર બહાર ગયા અને સીધા કુંભારવાડામાં ગયા. એક કુંભારને કહ્યું કે, "હું થોડી વારમાં આવું છું તે દરમ્યાન ગધેડાનું મૂતર ઝીલીને આ શીશામાં ભરી મૂકજે." પછી ત્યાંથી સીમમાં—ખેતરમાં ગયા અને બપોરના બારેક વાગ્યે શીશો લઈને આવ્યા, અને કહેવા માંડ્યું કે, "ફલાણા ભાઈ ના મળ્યા, ફલાણા ભાઈએ વાયદો કર્યો. છેવટે ડૉક્ટર પાસે જઈને આ પીવાની દવા લેતો આવ્યો છું. દરરોજ અમદાવાદ જવું ના પડે એટલે ચાર દિવસની સામટી દવા લેતો આવ્યો છું." એમ કહીને મને ચાના પ્યાલામાં દવા કાઢી આપી. હું મોં કટાણું કરી પી ગયો. ચારેય દિવસ એ જ દવા પીધી અને મારી ગરમી શમી ગઈ. મને પૂરો આરામ થયો. પછી મેં જાણ્યું કે મેં જે દવા પીધી તે દાક્તરની દવા નહોતી પણ ગધેડાનું મૂતર હતું. હવે બોલો, અજાણતાં ગધેડાનું મૂતર પણ પીધું છે, તો આપ-મેળે જાણીને મારું પોતાનું મૂતર પીઉં તેમાં સૂગ શાની? મેં તો એના કરતાંય વધારે ગંધવાળી અને વધારે બેસ્વાદ ઘણી દવાઓ પીધી છે."

## ૧૩

# નાની જીભનું કૅન્સર

મને મૂત્રચિકિત્સાનો સહેજેય ખ્યાલ નહીં તે સમયનો, સને ૧૯૫૪-ની સાલનો, એક કિસ્સો છે. અમદાવાદના નિવાસી શ્રી છન્નાલાલ તુલસીદાસ પટેલ ઉંમર ૫૧ વરસની, હાલ શ્રી ચિમનલાલ મંગળદાસ ઍન્ડ કંપની લાલ દરવાજાની પેઢીમાં મુનીમ તરીકે કામ કરે છે. તેમને મોં અંદરની નાની જીભને કૅન્સર થયેલું. એ જ પેઢીમાં કામ કરતા ભાઈ બાબુભાઈ સોની નામના જુવાનને વૈદકશાસ્ત્રનો શોખ. તેમણે જુદા જુદા અખતરા કરવાનું જ્ઞાન મેળવતાં સ્વ. આર્મસ્ટ્રૉંગનું 'વૉટર ઑફ લાઈફ' નામનું પુસ્તક મેળવ્યું અને વાંચ્યું. અને તેમને શ્રદ્ધા બેઠી એટલે પોતાની સાથે કામ કરતા શ્રી છન્નાલાલને મૂત્રચિકિત્સા અજમાવવા સમજાવ્યા. ભાઈ છન્નાલાલ સમજ્યા અને તેમણે તે પ્રયોગ કર્યો. તેમને સારું થયું. ત્રણ વર્ષ પછી મૂત્રચિકિત્સા વિષે મેં મારો અનુભવ લખ્યો તે વાંચીને ભાઈ બાબુભાઈ સોની શ્રી છન્નાલાલને લઈને મારી પાસે આવ્યા અને શ્રી છન્નાલાલે મૂત્રપ્રયોગ અંગે પોતાનો અનુભવ બહુ વિશ્વાસ અને હિંમતથી કહ્યો. પછી તેમણે મને જે કહ્યું તે ચોકસાઈથી મને લખી મોકલ્યું, જે તેમના શબ્દોમાં હું નીચે આપું છું:-

"સને ૧૯૫૪ની સાલમાં મને મારી ઉપરની જીભ ઉપર એક ચાંદી પડેલી જણાઈ. જ્યારે હું ખોરાક લેતો ત્યારે મને બળતરા થતી અને પાણી પીવા જતાં પણ બળતરા થતી. આ બાબત માટે એના ખાસ ડૉક્ટરને બતાવ્યું અને તેમની સૂચના અનુસાર દવા લીધી; પરંતુ મને કાંઈ ખાસ ફેરફાર લાગ્યો નહીં. હું અવારનવાર જુદા જુદા ડૉક્ટરોની સલાહ લેતો, પણ રોગ શું હતો તે કોઈ કહેતું નહીં. ત્યાર બાદ શ્રી બાબુભાઈ ઓચ્છવ-લાલ સોનીએ પેશાબની મહત્તા ઉપરનું એક અંગ્રેજી પુસ્તક મોકલ્યું અને પેશાબ પીવા માટે સમજાવ્યું. પહેલાં તો સૂગને કારણે હું પેશાબ લેવા તૈયાર થયો નહીં. પણ તેમણે મને સમજાવવાનું ચાલુ રાખ્યું અને

તેમના ત્રણ માસના સખત પ્રયાસ બાદ મેં પેશાબ પીવાનું સ્વીકાર્યું. આથી કાંઈક અંશે મને બળતરા ઓછી લાગી અને મારામાં કાંઈક શક્તિ આવી. ત્યાર બાદ મને સંપૂર્ણ આરામ જલદી થાય તે માટે મેં ડૉકટર હરિભક્તિની સલાહ લીધી. તેમણે મને ઑપરેશન કરાવવા સલાહ આપી અને મને કહ્યું કે રૂઝ લાવવા માટે કિરણો લેવાં પડે. હું ઘણા વખતથી દરદનો કંટાળેલો હોવાથી મેં ઑપરેશન કરાવ્યું અને ડૉકટરે મારો ઑપરેશન કરેલો ભાગ તપાસવા સિવિલ હૉસ્પિટલમાં મોકલ્યો. ઑપરેશન કર્યું તે જ દિવસે શ્રી બાબુભાઈ સોની મને મળ્યા અને મને પેશાબ લેવાની પૂરેપૂરી સલાહ આપી. ઑપરેશન કર્યાના ત્રણ ચાર દિવસ ખોરાક લેવાનો ન હોવાથી મને ઉપવાસનો લાભ મળ્યો અને ઉપવાસ દરમ્યાન મેં બને તેટલો વધારે પેશાબ લેવા માંડયો અને તુરત જ ત્રણ દિવસમાં ઑપરેશનના ભાગ ઉપર રૂઝ આવી ગઈ. ડૉકટરને હું વારંવાર બતાવતો જતો. પણ મને ચમત્કારિક રીતે ત્રણેક દિવસમાં રૂઝ આવી ગઈ અને દુખાવો રહ્યો નહીં તે જાણી ડૉક્ટરસાહેબ પણ વિચારમાં પડી ગયા. મારા શેઠ શ્રી મદનમોહન મંગળદાસને મારા પર ઘણો પ્રેમ છે, તેથી તેમણે મારા દરદ વિષે પૂછયું, ત્યારે ડૉકટરે સિવિલ હૉસ્પિટલના રિપોર્ટ ઉપરથી મને કૅન્સર છે એમ જણાવ્યાનું મેં તેમને કહ્યું. આથી મને શેઠસાહેબે તાત્કાલિક મુંબઈ તાતાની હૉસ્પિટલમાં જવા સૂચવ્યું. મને તો ખબર હતી કે આ બધો પ્રતાપ પેશાબનો છે. તેથી મેં બને તેટલો પેશાબ લેવાનું ચાલુ રાખ્યું. છતાં હું ડૉક્ટરની ઇચ્છાને માન આપી તાતા હૉસ્પિટલમાં ગયો, અને ડૉક્ટરના રિપોર્ટ ઉપરથી મને ઑપરેશન કરેલા ભાગ ઉપર રેડિયમ લગાડયું. ખરી રીતે મને કશાની જ જરૂર નહોતી, કારણ કે મને રૂઝ આવી ગઈ હતી અને દુખાવો હતો નહીં. તાતા હૉસ્પિટલવાળાએ પછી એક માસ પછી બોલાવેલો અને મેં પેશાબ પૂરેપૂરો લેવાથી મારું વજન ૧૩ રતલ વધ્યું અને ફરીથી તાતામાં ગયો ત્યારે ત્યાંના લોકો અચંબો પામ્યા. અને કાંઈ પણ દવા કે રેડિયમ આપ્યા સિવાય મને બે માસ પછી પાછું જવાનું જણાવ્યું; પણ તે દરમ્યાન તો મારું વજન કુલ ૨૩ રતલ વધ્યું. ખોરાક સારી રીતે લેવાતો અને શરીરમાં અપૂર્વ શક્તિ આવી. અત્યારે એ વાતને અઢીત્રણ વરસ થઈ ગયાં; પણ મારું વજન જે વધેલું તેટલું

હાલ પણ છે. અને જોકે મને ૫૧ વર્ષ થયાં છે છતાં હું એકતાળીસ વર્ષનો હોઉં એવી શક્તિ ધરાવું છું. આ વાત માટે શ્રી બાબુભાઈ ઓચ્છવલાલ સોનીનો હું આભાર માનું છું. જો તેમણે મારા માટે આ પુસ્તક મેળવીને મને પેશાબની મહત્તા ન સમજાવી હોત તો હું અત્યારે કઈ દુનિયામાં હોત તે કહેવું મુશ્કેલ છે."

તા. ૧૭–૧૦–'૫૮

ઉપરના કેસ વિષે હું કાંઈ અધિકારપૂર્ણ કહી શકું એમ નથી. દરદીએ પોતે શ્રદ્ધા અને ચોકસાઈથી મારી રૂબરૂ વાત કરી તેની છાપ મારા પર સારી પડી; પણ મારા પર પડેલી છાપને હું આ કેસમાં પ્રમાણભૂત ગણવાનો દાવો નહીં કરું. છતાં હું એટલું જાણું છું કે વર્તમાન તબીબી આલમમાં કેન્સર માટે છરી અને રેડિયમનાં કિરણો એ બે જ સાધનો સ્વીકારાયાં છે. અને કેન્સરનો રોગ જોકે તે આલમ અસાધ્ય ગણે છે છતાં તે મટે તો ઑપરેશન અને રેડિયમનાં કિરણોથી મટે એવું માને છે અને મનાવે છે. બંને સાધનોથી પૂરી સારવાર લીધા સિવાય તે મટે જ નહીં એ સ્વીકૃત સિદ્ધાન્ત છે. આ કેસ કેન્સરનો હતો એવો સિવિલ હૉસ્પિટલનો રિપોર્ટ છે; અને દરદી ભાઈ છન્નાભાઈએ પોતાના પ્રયોગમાં શ્રદ્ધા હોવા છતાં અને પેશાબના પ્રતાપથી જ તેમને મટ્યું છે એમ કહેવા છતાં ઑપરેશન કરાવ્યું એમાં ડૉક્ટરને એવો દાવો કરવાનો મોકો મળે છે કે ઑપરેશન ન કરાવ્યું હોત તો રોગ મટત નહીં. જોકે કેન્સરના રોગનો અભ્યાસ (ઈતિહાસ) તો નિરાશાભર્યો છે કે ઑપરેશન અને કિરણોથી પણ જવલ્લે જ કેન્સરનો દરદી દરદમાંથી મુક્ત થાય છે. એટલે ભાઈ છન્નાલાલે મૂત્રચિકિત્સામાં શ્રદ્ધા હોવા છતાં ઑપરેશન કરાવીને પ્રચલિત તબીબી પદ્ધતિને તેમના કથનનો ઈન્કાર કરવાનો મોકો આપ્યો છે. બાકી તો કેસ સાવ સ્પષ્ટ છે.

# ૧૪
# કૅન્સર નિર્મૂળ થયું

કૅન્સરનો જે કેસ પાછળ આપ્યો તેથી મને સંતોષ નહોતો. કાંઈક ખામીને લીધે ચાલુ પ્રચલિત તબીબી પદ્ધતિને પણ તેનો યશ મળે તેવો સંભવ છે. છતાં મને પોતાને ખાતરી હતી તેથી મેં તે નોંધ્યો છે. પણ તે સિવાય કૅન્સરનો બીજો સ્પષ્ટ કેસ જેને ડૉક્ટરોએ કૅન્સર તરીકે ગણ્યો હોય તેના પર કોઈ પણ પ્રકારની તબીબી ક્રિયા થઈ ન હોય તેવો કેસ જલદી સુધરે એવી મને પૂર્ણ ખાતરી છે. પણ આ વૈજ્ઞાનિક જમાનાના લોકો વૈજ્ઞાનિક સારવારને નામે વૈજ્ઞાનિક વહેમો અને તેના ઓજસમાં અંજાઈ જાય છે. ટાટા હૉસ્પિટલમાં આજ સુધી હજારો કૅન્સરના દરદીઓને વીજળીના કરન્ટ આપ્યા હશે અને દાક્તરોએ હજારો કૅન્સરના દરદીઓની કૅન્સરની ગાંઠોનું ઑપરેશન કર્યું હશે પણ હજી સુધી એક પણ એવો કેસ નથી કે જે કાયમી સુધર્યો હોય. વીજળીના કરન્ટ આપીને ગાંઠ ઓગાળી દીધા પછી બીજી જગ્યાએ પાછી કૅન્સરની ગાંઠ નીકળે જ છે અને ઑપરેશન કર્યા પછી પણ કૅન્સરની ગાંઠ બીજી જગ્યાએ નીકળે છે એટલું જ નહીં પણ પહેલાંના દરદ કરતાં અનેક ગણા દરદ સાથે નીકળે છે. એટલે રોગની સારવારનું દરદ મૂળ રોગના દરદ કરતાં અનેકગણું પીડા-જનક હોય છે છતાં દરદીઓ દરદ થયું એટલે દાક્તર પાસે દોડી જાય છે. દાક્તર તેમને જે સારવાર નિષ્ફળ પુરવાર થઈ છે તે જ બતાવે છે. દરદી તે સારવાર લે છે, પૈસા ખર્ચે છે, પીડા વધે છે, અને મૃત્યુની વધુ નજીક તે દરદી ધકેલાતો જાય છે.

હું જાતે દાક્તરી ધંધાનો અભ્યાસી નહીં હોવાથી મને અધિકાર-પૂર્વક કહેવાનો હક નથી. પણ જે વાત વિજ્ઞાનના વાડામાંથી નીકળી તે જનસમૂહના અવકાશમાં અનુભવાતી દેખાઈ તેને માટે જે સાચું હોય તે કહેવાને ઉપાધિ કે અધિકારની જરૂર નથી. હવે તો તે વાત સર્વને જાણીતી થઈ પડી છે. કૅન્સરના હજારો દરદીઓની સારવાર કરી હશે એવા બ્રેડફોર્ડના

મર્હૂમ ડૉક્ટર રાબૅાગ્લીઆટીએ તો નિખાલસ હૃદયે એવો એકરાર કર્યો છે કે: "કૅન્સર અને ઝેરી ગાંઠોના દરદમાં શસ્ત્રક્રિયા કર્યા પછી ભાગ્યે જ કોઈ દરદી બચ્યો હશે." અને ત્યાર બાદ બધાયને એવો જ અનુભવ થયા કરે છે. કૅન્સરનો દરદી કિરણો લેવા જાય છે ત્યારે પણ એમ જ કહેવામાં આવે છે કે પાંછળ મહિને બે મહિને કિરણો લેવા આવજો અને જિવાય ત્યાં સુધી જીવજો. કૅન્સરના રોગીને તપાસી દાક્તર કદાચ ઉદ્ગાર કાઢશે અગર તેનું મ્લાન મુખ એવું કહેશે કે કિરણો લેજો અને રામનું નામ લેજો. આવો દરદી મૂત્રપ્રયોગથી સારો થાય જ એવી શ્રદ્ધા તો મારા દિલમાં હતી, પણ તે શ્રદ્ધા જ્યાં સુધી ફળદાયી ન થાય ત્યાં સુધી તે શ્રદ્ધા પાંગળી ગણાય. મારી પાસે કૅન્સરના બે દરદીઓ એવા આવ્યા, જેમનું દરદ બહુ જ જામી ગયું હતું. મોં ઊઘડે નહીં, ખવાય નહીં, ગળું ગૂંગળાઈ જાય. દરેક છ માસે મુંબઈ જઈ કિરણ લેવડાવેલાં, ઑપરેશન કરાવેલું. પણ પહેલાં હતું તેના કરતાં દરદ ઘણું વધી પડેલું. તેમાંના એક ભાઈએ પ્રયોગ કરવા માંડચો તેમને સારું થવા માંડયું. પહેલાં કરતાં મોં વધારે ઊઘડવા માંડયું. એટલે ઉત્સાહમાં આવી ઉપવાસ શરૂ કર્યા. પણ આજુબાજુ કઢંગું વાતાવરણ. પાડોશીઓએ તેમને અને તેમનાં પત્નીને ચૂંટી ખાધાં, ઉપવાસ બંધ કરાવ્યા, અને મૂત્રપ્રયોગ છોડાવ્યો. આ અંગે તે દરદીના નાના ભાઈએ મને લખી જણાવ્યું કે મૂત્ર-પ્રયોગથી દરદ સારા પ્રમાણમાં સુધારા પર હતું પણ લોકોએ તે પ્રયોગ છોડાવ્યો. પછી શું થયું તેની મને ખબર નથી. આ દાખલો એટલા માટે મેં આપ્યો છે કે દરદી તરીકે પણ આપણે નિર્ણયપૂર્વક વર્તનારા નથી. જોકે મને આઘાત થયો છે કે એક સારા દૃષ્ટાંત તરીકે કેસ હતો તે પરિપૂર્ણ ન થયો. છતાં હું તો આશા રાખીને જ બેઠો કે ભગવાન આ દરદના દરદીને પણ મને આપશે. એવામાં મુંબઈથી બે ત્રણ પત્રો કૅન્સરના દરદીઓના આવ્યા. તેઓએ મારી દોરવણી માગી. હું જે જાણતો હતો તે લખ્યું. તેમણે તે પ્રમાણે પ્રયોગ કરવા માંડચો. પુસ્તક વાંચે અને તેનાથી મનમાં સંતોષ ન થાય તો મને પૂછે. એ રીતે પત્રવ્યવહાર ચાલ્યાં કરે. તેમાં મુંબઈ લોઅર પરેલમાં સનમિલ રોડ પર ધંધો કરતા શાહ ભીમશી ગોપાળનો પત્ર આવ્યો: તે નીચે પ્રમાણે હતો:

તા. ૩૦-૧૧-’૫૯

જત લખવાનું જે મને ગળાનું કૅન્સર ૨૦૧૪ના વૈશાખમાં થયું છે. ત્યારે મને ગળા ઉપર જરા ગાંઠ લાગવાથી બાજુમાં રહેતા ડૉક્ટર પાસે જતાં દાક્તર આપણા ઘર જેવા સંબંધી હોવાથી પોતાની જરા પણ લાલચ ન રાખતાં બીજે દિવસે જ પોતે સાથે આવીને તાતા હૉસ્પિટલમાં લઈ ગયા. તાતા હૉસ્પિટલના રિપોર્ટ બાદ મને ત્યાં ગળાની જમણી બાજુ ૨૦ લાઈટનો કરંટ એક જ બાજુ આપવાથી ગાંઠ ગળી ગઈ. ત્યાર બાદ મને વરસ સવા વરસ બાદ તેની બાજુમાં જ બીજી ગાંઠે દેખાવ દીધો. ત્યારે પણ ત્યાં તે ગાંઠ ઉપર ૯ લાઈટનો કરન્ટ આપવાથી તે ગાંઠ મટી ગઈ. હાલ મહિનો થયો ત્રીજી ગાંઠ કાનની બાજુમાં સોપારી કરતાં મોટી થયેલ છે. તેથી માથામાં ક્યારેક ક્યારેક ચસકા મારે છે. તેથી ગભરાટ લાગે છે. હવે તો ઉપચારમાં તમારું ‘માનવમૂત્ર’ પુસ્તક મળવાથી મારા પેશાબનો દરરોજ ત્રણચાર વખત ઉપચાર કરું છું. તેમ જ દરરોજ સાંજે હળવે હાથે પેશાબથી શરીર પર માલિસ કરાવું છું. ખોરાકમાં સવારમાં હમેશાં બે રોટલી, અને મગનું પાણી. સાંજે પણ તે જ ખોરાક લઉં છું. મારા દિલને ગભરામણ બહુ થાય છે. આજ સુધી ગળામાં કાંઈ પણ તકલીફ પડી નહોતી. પણ હવે માથામાં સણકા મારે છે અને ગભરામણ થાય છે. મારે ખોરાકમાં શું લેવું, પેશાબ સાથે ઉપવાસ કેટલા કરવા વગેરે જે સૂચના આપવા જેવી હોય તે આપશો.

* * *

તમારો દર્શનાભિલાષી

શાહ ભીમશી ગોપાળના રામરામ

ઉપરના તેમના કાગળના જવાબમાં મેં તા. ૩-૧૨-’૫૯ના રોજ તેમને જરૂરી સૂચના આપી અને પેશાબના પીવા સાથે બીજા ઉપચાર પણ સૂચવ્યા. કાનમાં ગરમ પેશાબનાં ટીપાં નાખવાનું જણાવ્યું. કૅન્સરની ગાંઠ ઉપર પેશાબનાં પોતાં મૂક્યાં હોય તેના પર શેક કરવાનું જણાવ્યું. દિવસમાં બે ત્રણ વખત મોંમાં પેશાબ રાખી ખૂબ હલાવી મોંની અંદરની

બધી ગ્રંથિઓનાં છિદ્રોમાં પેશાબ દાખલ થાય એવી રીતે કોગળા કરવાનું સૂચવ્યું. તેમ જ ખોરાક અંગેની સૂચના આપી.

આ પ્રયોગ તેમણે તા. ૧૦–૧૧ ના અરસામાં શરૂ કર્યો. અને તા. ૧૭–૧૨–'૫૯ના રોજ તથા ત્યાર બાદ તેમનો વિગતે પત્ર આવ્યો તેમાં તે ભાઈ લખે છે કે:

અમોને કેન્સરની ગાંઠ હતી તે ઓગળી ગઈ છે. પેશાબનો ઉપયોગ કરવાથી ઘણો જ ફાયદો થયો છે. હવે મને કોઈ પણ જાતની તકલીફ નથી. ગાંઠ ગળી ગઈ છે.

* * *

પેશાબનો પ્રયોગ શરૂ કર્યો ત્યારથી પેશાબ પીવાની અને માલિસની શરૂઆત કરી છે. પ્રયોગ શરૂ કર્યો ત્યારે મારું વજન ૧૮૮ રતલ હતું. હાલ મારું વજન ૧૫૬ રતલ છે. પહેલાં મારું શરીર ઘણું બેઢંગું હતું. ગેસને કારણે પેટનો ઝોળો લબડતો હતો તે ટળી ગયો છે અને શરીરમાં સુસ્તી હતી તે પણ પ્રયોગથી નાબૂદ થઈ છે. હવે શરીર એકદમ પ્રફુલ્લિત સરસ રહે છે અને સહેજ પણ થાક જેવું લાગતું નથી. આ પ્રયોગથી મારા શરીરમાંની ખોટી ચરબી દૂર થઈ સરખું શરીર થયું છે. હું પેશાબ પીવાનો મારી જિંદગી સુધી દિવસમાં બે વખત ચાલુ રાખવાનો છું! મને ખાતરી થઈ છે કે તેમ કરવાથી મારી તંદુરસ્તી પૂરેપૂરી સચવાશે. વળી અમારા ઘરમાં આંખ દુખતાં પેશાબનાં ટીપાં નાખવાથી આંખને પણ આરામ થઈ ગયો છે. અને આ પ્રયોગ પર પૂરો ભરોસો થયો છે અને જિંદગીભર તેનો પ્રચાર કરીશ.

હમેશાં આપનો વિશ્વાસુ
ભીમશી ગોપાળ

કોઈ એમ નહીં કહેશો કે આવું લાંબું લખાણ મેં શા માટે લખ્યું? ભીમશીભાઈ જેવાં હજારો સાહિત્યની અણઆવડતવાળાં ભાઈબહેનો સમજી શકે અને તેમાંથી પોતાને જોઈતી દોરવણી મેળવી લે એવા હેતુથી મેં આ હકીકત આપી છે. વળી આ કેન્સરનો કેસ મારા પોતાના અનુભવમાં પ્રથમ છે. બીજા બેચાર જુદી જુદી કોટીના ઉપચારમાં ચાલુ છે.

તેમને જુદી જુદી પદ્ધતિ અખત્યાર કરાવી છે. જે કૅન્સરના દરદ ઉપર કરન્ટ નથી લગાડયા તે જલદીથી નાબૂદ થાય છે. જેના પર કરન્ટ લાગુ કર્યા હોય છે તે વધુ સમય લે છે. જેના પર શસ્ત્રક્રિયા થઈ હોય છે તેને સુધરવાની આશા ઓછી રહે છે.

એક ભાઈએ મને પૂછયું કે કરન્ટ આપવાથી કૅન્સરની ગાંઠ ઓગળી જાય છે. પણ પછીથી બીજી જગ્યાએ વધારે પીડા સાથે નીકળે છે. તેવી જ રીતે મૂત્રપ્રયોગથી મટી ગયેલું પાછું નહીં ઊભરે એની શી ખાતરી? એવી શંકા અસ્થાને છે. કરન્ટથી તો દરદ નાબૂદ થતું નથી પણ દબાય છે. મૂત્રપ્રયોગથી કૅન્સરનો રોગ જે ઝેરી તત્ત્વોને કારણે પેદા થયો હોય તે ઝેરી તત્ત્વો શરીરમાંથી નાબૂદ થયા બાદ કૅન્સરની ગાંઠ ઓગળી જાય છે. એટલે તે દરદ બીજી વખત દેખા નહીં દે એ ચોક્કસ છે. અને એવું તત્ત્વ શરીરમાં દાખલ ન થાય તેની અગમચેતીરૂપ પેશાબ પીવાનું દરરોજ એક વખત રાખે તો જાણે સ્વાસ્થ્યરૂપી બખતર પહેર્યું હોય તેવા નિશ્ચિત થવાશે.

કૅન્સરના દરદીઓની સારવારમાં દરદીના શરીરની પ્રકૃતિ, તેની પેશાબ પચાવવાની શક્તિ વગેરે જોઈને ઉપચાર સૂચવવાનો હોય છે. બીજાં દરદોમાં ધીમે ધીમે શરૂઆત કરવામાં ફાયદો છે, પણ કૅન્સરનું દરદ એટલી ઝડપથી જામે છે કે તેનો તાત્કાલિક ઉપચાર કરવો રહ્યો. વળી કૅન્સરના દરદીને ઘણી વખત કાનમાં દરદ હોય છે, કાન પાકતા હોય છે, માથામાં કારમા વેગ—સણકા મારે છે જે અસહ્ય લાગે છે. પ્રયોગ ચાલતો હોય તોપણ ક્ષણિક પીડામાંથી છૂટવાને દરદી ઝેરી ગોળી કે એવું કોઈ દ્રવ્ય લેવા લલચાય છે જેથી તે તીવ્ર દરદ થોડા સમય માટે દબાય છે પણ પરિણામે પ્રયોગ નિષ્ફળ જાય છે. મન ઉપર વધારે સંયમ રાખી સણકા સહન કરવા પણ જે દવાથી દરદ મટી જતું નથી પણ થોડો સમય દબાય છે અને પછી ઉત્તરોત્તર વધે છે એવા ઉપાયો કરીને આ પ્રયોગને નિષ્ફળ બનાવશો નહીં. તેવી દવાને વાપરીને વધારે દુ:ખ વહોરવું નહીં. કૅન્સરના દરદીએ પેશાબના પીવા અને માલિસ કરવા ઉપરાંત નીચે પ્રમાણે પણ ઉપચાર કરવો.

સામાન્ય રીતે તો જેટલા દિવસના ઉપવાસ કર્યા હોય તેટલા બીજા દિવસ હમેશના ચાલુ ખોરાક પર આવી જવામાં લેવા તેવી વ્યવસ્થા કરવી જોઈએ. પણ તેમાં વધઘટ કરવી તે પ્રયોગ કરનારના જઠરાગ્નિની તાકાત પર આધાર રાખે છે. આનો નિર્ણય દરદી પોતે પોતાની પ્રકૃતિનો ખ્યાલ રાખી કરી શકે છે. ઉપવાસ છોડવામાં એકદમ તો ખોરાક પર અવાય જ નહીં. શરદીના દિવસ ન હોય તો મોસંબીના રસથી ઉપવાસ છોડવા. મધુપ્રમેહનો દરદી ન હોય તો ખજૂરની પાંચ સાત પેશીઓ રાતે પલાળી મૂકી સવારે પાણીમાં ચોળીને તેનો રસ પીવો ઉત્તમ છે તથા દ્રાક્ષ પણ વાપરવી. બીજી વખત પપૈયાને કાચના વાડકામાં ચમચા વતી ઉજેડી લઈ તેનો એકરસ કરી તેમાં જરૂર પૂરતો લીંબુનો રસ નિચોવી તે ખાવું તથા બીજાં ફળ ચીકુ વગેરે (સફરજન સિવાય) વારાફરતી લેવાં. બીજે દિવસે આ ફળ ઉપરાંત દૂધ અને પાણીનો ઉકાળો લેવો (તેમાં સફેદ ખાંડ ન નાખવી જોઈએ), તથા એક વખત દૂધ ઉકાળીને મલાઈ કાઢી નાખીને લેવું (પેશ્ચ્યુરાઈઝ્ડ ન લેવું). વળી ધીમે ધીમે મગનું આછું પાણી, પછી મગનું ઘટ્ટ પાણી અને ઢીલો ભાત. આમ કરતાં કરતાં સાત દિવસના ઉપવાસ કર્યા હોય તેણે બીજા પાંચ દિવસમાં મૂળ ખોરાક પર આવવું. ઉપવાસ છોડવામાં ખાવાની ઉતાવળ કરવામાં આવશે તો તેની માઠી અસર થવાનો પૂરો સંભવ છે.

પ્રશ્ન — દરદીને આરામ થયા પછી પણ તેણે કયો ખોરાક લેવો તે અંગે કાંઈ સૂચવશો?

ઉત્તર — એ મુશ્કેલ પ્રશ્ન છે; કારણ કે બધા રોગોનું મૂળ અપથ્ય ખોરાક છે. શું ખાવું તેની આપણને ખબર નથી. અને કેટલું ને કેવી રીતે ખાવું તેનું પણ આપણને ભાન નથી. જ્યાં બેઠાં ત્યાં ખાવું અને જે કોઈ જે આપે તે ખાવું એવી આપણી કુટેવ છે. જેને ત્યાં ગયા તેના મનમાં એમ રહે કે આગ્રહ નહીં કરીએ તો અવિવેકી ગણાઈશું. એટલે એ સહેજ આગ્રહ કરે કે તુરત આપણે સ્વીકારી લઈએ. યજમાન આગ્રહ કરે તેની જ રાહ જોઈને આપણે બેઠા હોઈએ; પણ આપણા મનમાં નિશ્ચય હોવો જોઈએ કે દિવસમાં અમુક નક્કી સમયે આપણને પથ્ય હોય તે ખોરાક લેવો — પછી ગમે તેવા ચમરબંધીને ત્યાં પણ શરમથી કે આગ્રહથી તાબે

થવું નહીં. આપણી 'ના' એવી સ્પષ્ટ હોવી જોઈએ કે યજમાનના હૃદયમાં ખાતરી થાય કે આપણે વિવેક ખાતર 'ના' નથી કહેતા; પણ સાચે જ આપણી ઈચ્છા કાંઈ જ લેવાની નથી. વળી ઘેર પૂરતું ખાધા ઉપરાંત હોટેલ અને વિશ્રામભવનોની મિત્રો સાથે મુલાકાત લઈએ અને તળેલો મસાલાવાળો નાસ્તો ઉપાડીએ, તેમ જ ઠંડા પીણાં ઢીંચ્યાં કરીએ—આ બધી કુટેવો છે. સ્વાસ્થ્ય સાચવવા ઈચ્છતા માણસે આ બધી કુટેવો-માંથી બચવું જોઈએ.

પ્રશ્ન—એ તો સર્વસામાન્ય વાત કહી. પણ આ પ્રયોગ કરનારે કયો ખોરાક લેવો અને કયો ન લેવો તે સૂચવી શકશો?

ઉત્તર—ખોરાક સંબંધે હું કાંઈ અધિકારપૂર્વક ન કહી શકું. પણ મને તો ગાંધીજીએ શીખવ્યું છે કે, પેટ માગે તે ખાવું, જીભ માગે તે ન ખાવું. 'જેણે ઈન્દ્રિયો જીતી તેણે જગ જીત્યું' એ સૂત્રની પછી ગાંધીજીએ એક ટૂંકું સૂત્ર ઉમેર્યું કે, 'અને જેણે જીભ જીતી તેણે ઈન્દ્રિયો જીતી'. અર્થાત્ જેણે જીભ જીતી તેણે જગત જીત્યું. આ સૂત્રનો ભાવાર્થ આપણે સમજી લેવો જોઈએ. છતાંય સ્પષ્ટતા ખાતર એમ કહી શકાય કે સ્ટાર્ચવાળો ખોરાક જેમ બને તેમ ઓછો ખાવો. શાકભાજી તાજી અને પોતપોતાના પ્રદેશનાં ફળ વિવેકથી જરૂર પૂરતાં લેવાં. કઠોળ અને તેની બનાવટનાં ફરસાણ ખાવામાં સંયમ રાખવો. રાત્રે સૂતા અગાઉ બે ત્રણ કલાકે ખવાય તો ઘણું સારું. જેલમાં એક નિયમ બહુ જરૂરનો હતો: કમ ખાવું અને ગમ ખાવી. આ નિયમ જેલના જેટલો જ બહાર પણ જરૂરનો છે. ખાસ કરીને આ ચિકિત્સામાં તો નીચેની ચીજો સદા માટે ત્યજવી જોઈએ:

(૧) સફેદ ખાંડ (વ્હાઈટ સ્યુગર), (૨) મેંદો અને તેની બનાવટ; જેવી કે પાંઉ, રોટી, મીઠાઈ વગેરે, (૩) પેશ્ચ્યુરાઈઝ્ડ દૂધ, (૪) સંચામાં પોલિશ કરેલા ચોખા (હાથછડના ચોખા વાપરવા), (૫) તમાકુનું કોઈ પણ પ્રકારનું વ્યસન—પીવાનું, ખાવાનું કે સૂંઘવાનું—ન હોવું જોઈએ તેમ જ કોઈ કેફી પીણાનું વ્યસન ન હોવું જોઈએ, (૬) પેક કરી સંઘરી રાખેલો વાસી ખોરાક ન ખાવો અને (૭) વનસ્પતિ ઘી ન ખાવું.

ઉપર પ્રમાણે પરહેજી પાળવી જ જોઈએ.

ખોરાકની બાબતમાં ગુજરાતની પ્રજા બહુ સ્વાદીલી માલૂમ પડી છે. તેને કારણે તેની શરીરની શક્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે અને દરદો શરીરમાં વધ્યાં જાય છે. તેથી સાચે જ એવી જરૂરિયાત ઊભી થઈ છે કે સર્વમાન્ય પથ્ય ખોરાક નક્કી કરી બધાં કુટુંબોમાં અને વીશી-હોટેલમાં તે પ્રમાણે ખોરાક થાય તેવો પ્રચાર થવો જોઈએ. હું માનું છું કે ખોરાકના ગુણદોષના અનુભવીઓ આ પ્રયત્ન કરશે.

પ્રશ્ન—એક વાતની શંકા મને રહી. તમે શરીરના સ્વાસ્થ્યની વાત કરી અને તે સ્વાસ્થ્ય મેળવવા માટેના સાધનની વાત કરી; પણ આંખ, કાન કે નાકના દરદના નિવારણ માટે મૂત્રનો ઉપયોગ કેવી રીતે કરવો?

ઉત્તર—જે શરીર માટે હિતકર તે તેના અંગ માટે હિતકર હોય જ. આંખ, કાન, નાક કે દાંત વગેરે સર્વ અંગો એ શરીરનાં અવિભાજ્ય અંગો છે. કોઈ પણ રોગ સીધો કાન કે આંખનો થતો નથી. બીજાં દરદોની માફક સમગ્ર શરીરના બગાડથી આંખ કે કાનનાં દરદ ઊભાં થાય છે. કેટલાક ડૉકટરો અમુક અંગોના ખાસ નિષ્ણાત થઈને આવે છે. તેઓ તે ખાસ અંગની સારવાર સમગ્ર શરીરને અવગણીને કરવા જાય તો તેમાં નિષ્ફળ નીવડે અગર એકંદરે શરીરને ભારે જોખમમાં મૂકે. એટલે આંખનો ઝામર, આંખનો મોતિયો, કાનનો બહેરાટ કે કાનનું પાકવું, એવાં સર્વ દરદો શરીરની નાદુરસ્તીને કારણે પેદા થાય છે અને શરીરની નાદુરસ્તી દૂર થયે મટે છે. એટલે નાક, કાન, આંખ અગર ચામડીનાં દરદોનો ઉપચાર પણ એક જ છે જે ઉપર બતાવ્યો છે. આ પુસ્તકમાં એવા કેસો મળી આવશે કે તે જ સાધનથી આંખ અને કાનનાં દરદ મટ્યાં હોય.

પ્રશ્ન—હવે મારે વધુ કાંઈ પૂછવાનું રહ્યું હોય તેવું લાગતું નથી. છતાં છેલ્લે છેલ્લે એક વાત પૂછી જોઉં. તમને વિશ્વાસ છે કે તમારી આ કલ્યાણકારી મૂત્રચિકિત્સા લોકો અપનાવશે? અને આ જમાનામાં જેના પાયા પાતાળમાં ખૂંપ્યા છે એવી એલોપથીની નાગચૂડમાંથી લોકો છૂટશે?

ઉત્તર—મને એવી ચિંતા નથી. મારો આ ધંધો નથી, વેપાર નથી કે વ્યવસાય નથી. અચાનક મને જે સત્ય લાધ્યું તે મેં પીડાતી જનતા પાસે મૂક્યું. મારે પીડામાંથી છૂટવું હશે અને મને તેમાં શ્રદ્ધા હશે તો હું તે

ચિકિત્સાનો ઉપયોગ કરીશ. બીજાને શ્રદ્ધા નહીં હોય તો નહીં કરે. વધારે પીડા ભોગવી જ્યારે શ્રદ્ધા પેદા થશે ત્યારે તે ઉપચાર કરશે. તેમાં મારે હાયવરાળ કરવાની શી જરૂર? જેને ગરજ હોય, પીડામાંથી છૂટવું હોય, દરેક દિશામાંથી જે નાસીપાસ થયેલો હોય તેને આ એક ઉપાય કરવાનો બાકી રહ્યો. તેની અજમાયશ કરવી હોય તો પોતે પોતાને જોખમે કરે. હું ક્યાં કોઈને કહેવા જાઉં છું કે તમે આ પ્રયોગ કરો. મને ગમ્યો અને લાભ થયો તેમ બીજાને પણ થાય તેમ હું માનું છું. જેને કરવો હોય તે હજાર વખત વિચારીને પોતાની ગરજે કરે એમ હું કહું છું. પીડામાંથી અને લૂંટમાંથી બચવું હોય તો લોકો મારી વાત અજમાવી જુએ. છતાં હું એટલું તો આગ્રહપૂર્વક સૌને કહું છું કે કૃપા કરીને ઉપરચોટિયો પ્રયોગ કે ઉપચાર કરશો નહીં; જે કરો તે સૂચના આપ્યા પ્રમાણે શાસ્ત્રીય રીતે કરો અને તેની આપેલી મર્યાદા સંપૂર્ણપણે પાળો. એમ નહીં કરો તો તમારી નિષ્ફળતા આખી ચિકિત્સાને બદનામ કરશે. ચિકિત્સા કરનારને મૂત્રપ્રયોગથી ખાવામાં, પીવામાં અને રહેણીકરણીમાં સ્વચ્છંદે વર્તવાનો પરવાનો મળે છે તેમ સમજવાનું નથી. આ ચિકિત્સા અંગે ઘણા સંશોધનની જરૂર છે. તેનો ઉપયોગ કરવાની ભુલાઈ ગયેલી રીતરસમ ઊભી કરવાની છે. તે એકદમ નહીં થાય, કેટલાક અનુભવો પછી થશે. અને પછી તેનું શાસ્ત્રીય સ્વરૂપ ઘડાશે. એટલે હાલ શંકા-આશંકા રહે છે તે સાફ થઈ જશે. અને હું તો માનું છું કે, આ ઉપચાર વ્યાપક બનશે. તેનાં દવાખાનાં બંધાય અને તેના પર કામ કરી તેના નિષ્ણાતો મોટરો દોડાવે એવું હું ઇચ્છતો નથી. પણ ઘેર ઘેર વૃદ્ધ દાદીમાઓ પોતાનાં પૌત્ર-પૌત્રીઓનાં સ્વાસ્થ્ય આ સાધનથી પહેલાંની માફક સુધારતાં થઈ જાય તેટલી મારી આકાંક્ષા છે. પ્રભુ મારી એ આકાંક્ષા પૂર્ણ કરે એટલે મૃત્યુ પહેલાં મારી ફરજ અદા કર્યાનો મને આત્મસંતોષ થશે. પ્રભુ સર્વનું કલ્યાણ કરો.

## ૨

# ચિકિત્સામાં પથ્યનું સ્થાન

કોઈ પણ ચિકિત્સા ગમે તેવી લાભદાયક હોવા છતાં જો પથ્ય નથી હોતું તો તે યથેચ્છ લાભ આપતી નથી. મૂત્રચિકિત્સાની ઉપયોગિતા પુરવાર થયેલી છે. છતાં તેની સાથે પથ્ય તો હોવું જ ઘટે છે. પથ્ય એટલે આહાર અને વિહાર, દિનચર્યા અને ઋતુચર્યા અનુસાર જીવનક્રમ. વાત, પિત્ત, કફ એ ત્રણે દોષોથી સર્વ રોગ થાય છે. આ દોષો પ્રકોપ પામ્યા પહેલાં એનો સંચય થાય છે. આ સંચયકાળમાં દોષોનું નિર્હરણ કરી નાખ્યું હોય તો રોગો થતા અટકી જાય છે. કફનો સંચયકાળ હેમંત છે અને પ્રકોપકાળ વસંત છે. કફનો ઉત્તમ ઈલાજ વમન છે. એટલે વસંતના આગમન સાથે જો વમન કરી નાખી કફનું નિર્હરણ કરવામાં આવે તો વસંતમાં કફના રોગો થાય જ નહીં. વસંતમાં કફનો પ્રકોપ થતો હોવાથી વસંતમાં આહાર રૂક્ષ, ઉષ્ણ અને તીક્ષ્ણ હોવો ઘટે છે. પિત્તનો પ્રકોપ શરદઋતુમાં થાય છે, પરંતુ એનો સંચય વર્ષાઋતુમાં થાય છે. પિત્તપ્રકોપ ન થાય તેટલા માટે વર્ષાઋતુથી જ કાળજી લેવી જોઈએ અને શરદનું આગમન થતાં વિરેચન દ્વારા પિત્તનું નિર્હરણ કરી નાખવું જોઈએ; કારણ પિત્ત માટે વિરેચન શ્રેષ્ઠ છે. વળી પિત્ત ન કરે એવો આહાર મધુર રસયુક્ત, દ્રવ અને શીત હોવો જોઈએ. તેલમાં તળેલી ચીજો, તીખા તમતમતા પદાર્થો પિત્તને વધારનારા છે. વર્ષાઋતુમાં વાયુનો પ્રકોપ થાય છે. પરંતુ તેનો સંચય ગ્રીષ્મઋતુમાં થવા લાગે છે. વાયુનો સૌથી શ્રેષ્ઠ ઈલાજ બસ્તી છે. એટલે વર્ષાના આગમન સાથે બસ્તી લેવામાં આવે તો વાતપ્રકોપ અશક્ય બને. વાયુ ન થાય તેવો આહાર મધુર, અમ્લ, લવણ રસયુક્ત છે, એટલે વર્ષામાં તીખા તમતમતા પદાર્થો ન ખાતાં મધુર રસવાળા પદાર્થો સેવવા જોઈએ. ટૂંકમાં આયુર્વેદ પ્રમાણે આચરણ કરવામાં આવે તો રોગો થાય જ નહીં અને વખતે થાય તો તેનું બળ નહીં જેવું હોય છે. ઋતુસંધિ વખતે સંશોધન: કફ હોય તો વમન

(ઊલટી), પિત્ત હોય તો વિરેચન (જુલાબ–રેચ), વાયુ હોય તો બસ્તી (એનિમા–ડૂશ) આવશ્યક છે. ઋતુ અનુસાર ખાનપાન, વિહાર, વસ્ત્રપરિધાન વગેરે યોજવાથી સ્વાસ્થ્ય સારું રહે છે. આજે સંશોધન કોઈ સમજતું જ નથી. આજની ચિકિત્સા બહુધા શમન-ચિકિત્સા છે. શમન-ચિકિત્સામાં દોષોનું નિર્હરણ થતું નથી, પરંતુ દોષો દબાય છે એટલું જ. અને આ દબાયેલા દોષો જ વારંવાર રોગરૂપે પ્રગટ થતા હોય છે. આથી કરી આયુર્વેદોક્ત દિનચર્યા અને ઋતુચર્યા અનુસાર જીવન જીવતાં શીખવું જોઈએ. પથ્યનો અર્થ આહાર એવો જ નથી, એમાં વિહારનો તેમ જ આચારનો પણ સમાવેશ થયેલો છે. ખાટો-ખારો રસ પિત્તપ્રકોપક છે, તેમ ક્રોધ પણ પિત્તપ્રકોપક છે. રૂક્ષ, શીત, લઘુ આહાર વાતપ્રકોપક છે તો ચિંતા, શોક વગેરે. પણ વાતપ્રકોપક છે. મધુરાદિ પદાર્થો કફપ્રકોપક છે, તેમ તમસ, જડતા, આળસ પણ કફ વધારનાર છે. પિત્ત સત્ત્વપ્રધાન છે, વાત રજસપ્રધાન છે, જ્યારે કફ તમસપ્રધાન છે. આથી આયુર્વેદના આચાર્યોએ આચાર રસાયન સૂચવ્યું છે. ટૂંકમાં પથ્યમાં દિનચર્ચા, ઋતુચર્યા, આહાર, વિહાર, બધું જ આવી જાય છે. આ બધાનું સમ્યક્ આચરણ રોગના વિચાર વખતે વિચારણીય છે જ.

એકલા પથ્યથી જ રોગો મટી શકે છે. એક કવિએ યોગ્ય જ કહ્યું છે કે, જો પથ્ય હોય તો પછી ઔષધસેવનનું પ્રયોજન શું? અને પથ્ય ન હોય તોપણ ઔષધપ્રયોજન જ શું? કારણ અપથ્યસેવન રોગ ટાળી શકે જ નહીં.

મૂત્રચિકિત્સામાં પણ પથ્ય—યોગ્ય ખાનપાન વગેરે આવશ્યક છે એ કહેવાનું હોય જ નહીં. મૂત્રચિકિત્સા ગમે તેટલી ઉપયોગી હોવા છતાંય પથ્યપાલન માગે છે. અને આ સાદી વાત તરફ ધ્યાન ન આપે તો ચિકિત્સા વગોવાય છે.

મૂત્રચિકિત્સા રક્ત રોગોમાં, કફના વિકારોમાં તેમ જ વાતના વિકારોમાં ઉપયોગી છે. રક્તજન્ય રોગો હોય તો રક્ત અને પિત્ત બંનેની ચિકિત્સા કરવી જોઈએ. એમાં વારંવાર રેચ લેવા, ઉપવાસ કરવા, અમ્લ-તીખા પદાર્થો ત્યજવા. રક્તવિકારોમાં મૂત્રચિકિત્સા ચાલતી હોય, પણ તે વખતે જો આમ કરવામાં નહીં આવે તો તેટલે અંશે મૂત્રચિકિત્સા

વિફલ જશે. ખસ, ખૂજલી, ખરજવાં, સોરાઈસીસ વગેરે ચામડીના રોગો પર મૂત્રચિકિત્સા ઉપયોગી છે—બહાર ચોપડવામાં અને પીવામાં બંને રીતે. પરંતુ આવા રોગોમાં મીઠું છોડી દેવું જોઈએ. બને તો થોડો વખત ઉપવાસ કરવા જોઈએ. તીખા, ખાટા, ખારા પદાર્થો છોડી દેવા જોઈએ. થોડો વખત ફળ અને સૂકા મેવા પર રહેવું જોઈએ. આને બદલે એક તરફથી મૂત્રચિકિત્સા ચાલુ હોય અને બીજી તરફ તીખા તમતમતા ખોરાકો, ઘી-તેલમાં તળેલા પદાર્થો ખવાતા હોય, કબજિયાત રહેતી હોય, અજીર્ણમાં ખવાતું હોય તો મૂત્રચિકિત્સા એળે જ જવાની. ચરક સંહિતામાં शोणितजा रोगा: (સૂત્ર. અ. ૨૪, શ્લો. ૧૧થી ૧૭)માં રક્તજન્ય વિકારોની એક યાદી આપી છે. લોહી બગડવાથી કયા કયા વિકારો થાય છે તે આથી સમજાશે. જુઓ.

મુખપાક: મોં વારંવાર આવી જવું, મુખમાં ચાંદાં પડવાં. સંગ્રહણી, જીર્ણ મરડો, પેટના વિકારોમાં આ પ્રમાણે થાય છે.

અક્ષીરોગ: આંખો લાલચોળ રહેવી.

પૂતિઘ્રાણાસ્યગંધિતા: નાક અને મુખમાંથી ખરાબ બદબો મારવી.

ગુલ્મ: વાયુનો ગોળો.

ઉપકુશ: આજનો પાયોરિયા રોગ. દાંતના પેઢામાંથી પરુ અને લોહી આવે, મુખ ખૂબ ગંધાય. પિત્ત અને રક્તનો આ વિકાર છે.

વિપર્પ: રતવા.

રક્તપિત્ત: રક્ત અને પિત્તના વિકારો. શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી પડવું તે. દૂઝતા હરસ, નસકોરી ફૂટવી, અવારનવાર અટકાવ દેખાવો વગેરે રોગોનો સમાવેશ આમાં થાય છે.

વિદ્રધિ: લીવર વગેરેમાં ગૂમડાં (એબ્સેસ) થવાં તે.

રક્તમેહ: પેશાબમાં લોહીનું પડવું—જવું.

પ્રદર: સ્ત્રીઓની જનનેન્દ્રિયમાં થતો શ્વેતપિત્તસ્રાવ.

વાતશોણિત: વાત અને રક્તના વિકારો. ગાઉટ—પતરોગ વગેરે રોગો આમાં આવી જાય.

વૈવર્ણ્ય: શરીરનો રંગ બદલાઈ જવો. કોક કાળા મેશ પડી જાય છે.

અગ્નિસાદ: જઠરાગ્નિમાંદ્ય, ભૂખ ન લાગવી.

પિપાસા: તરસ લાગવી; પાણીનો ખૂબ શોપ પડવો.

ગુરુગાત્રતા: શરીર ભારેખમ લાગવું.

સંતાપ: શરીરમાં દાહ બળવો—શરીર ગરમ ગરમ રહેવું.

અતિદૌર્બલ્ય: શરીરમાં કોઈ ખાસ કારણ સિવાય ખૂબ જ અશક્તિ જણાવી.

અરુચિ: અન્ન ઉપર રુચિ ન થવી.

શિરોવેદના: માથું દુખવું, માથું ભારે રહેવું, માથાના બીજા વિકારો.

અન્નપાનવિદાહ: ખાઈ ઊઠ્યા પછી દાઝરો અનુભવવો. ખાટા ખાટા ઓડકાર આવવા, છાતીમાં જલન વગેરે.

ક્લમ: શ્રમ કર્યા વિના ખૂબ થાક લાગવો.

ક્રોધપ્રચુરતા: ખૂબ ક્રોધ કરવો—ઘણાંયે દરદીઓ આવી ફરિયાદ કરતાં હોય છે.

બુદ્ધિસંમોહ: બુદ્ધિ બહેર મારી જવી, જે માનસિક ફરિયાદ જેવી આજે ઘણાને લાગે છે તે ખરી રીતે રક્તનો વિકાર છે.

લવણાસ્યતા: મુખનો સ્વાદ ખારો રહેવો. કફ વિદગ્ધ હોય તો ખારો કફ આવે છે. ખરી રીતે આ રક્તજ વિકાર છે.

સ્વેદ: શરીરમાંથી વધુ પરસેવો આવવો. ગંધાતો પરસેવો.

શરીરદૌર્ગંધ્ય: શરીરમાંથી એક જાતની દુષ્ટ ગંધ મારવી.

મદ: દારૂ પીધો હોય એવો કેફ રહેતો હોય.

કંપ: કંપવા, હાથ, ગરદન વગેરેનો કંપ.

સ્વરક્ષય: સ્વરનું બેસી જવું.

તંદ્રાતિયોગ: આળસ, ઊંઘ, સુસ્તી વધુપડતાં રહે તે. બગાસાં ઉપર બગાસાં આવવાં, વિનાપરિશ્રમે થાક લાગવો—આ બધાનો સમાવેશ તંદ્રામાં થાય છે.

નિદ્રાતિયોગ: વધુ પડતી ઊંઘ આવવી.

તમોદર્શન: આંખે અંધારાં આવવાં.

કંડૂ, કોઠ, ચર્મદલ વગેરે ચામડીના વિકારો. ખસ, ખૂજલી, ખરજવાં વગેરે.

આ બધા રક્તજ વિકારો છે અને આ બધા રોગો હોય ત્યાં રક્ત-શુદ્ધિ માટેનાં ખાનપાન યોજવાં જોઈએ. રક્તવિકારોમાં વારંવાર રેચ લેવો, અવારનવાર ઉપવાસ કરવા. લાંબા વખતના વિકારો હોય અને ભલભલા ઉપાયોથી ન મટતા હોય તો ફ્ષ ખોલાવવી. શુદ્ધ લોહી કાઢતાં ચમત્કાર પેઠે ત્વગ્રોગોમાં ફારફેર જણાવા લાગશે. કહેવાની જરૂર નથી કે આ વિકારોમાં મૂત્રચિકિત્સા, ઉપવાસ ઉપર થોડો વખત રહીને કરવાથી, ફળ ઉપર રહેવાથી, દુગ્ધોપચારથી અવશ્ય સારો ફાયદો થાય છે—થાય જ. રક્તનો વિકાર એ પિત્તનો વિકાર છે એમ માનવામાં વાંધો નથી. ચામડીના વિકારો એ પિત્તના વિકારો છે. પિત્તજ વિકારોમાં ઉપર જે રોગો આપણે જોયા છે તે બધાનો ઓછાવત્તો અંશે સમાવેશ થઈ જ જાય છે. પિત્તના ૪૦ રોગો આયુર્વેદ બતાવે છે. તે બધાનો સમાવેશ ઉપલા શોણિત વિકારોમાં અંતર્ગત થઈ જાય છે.

કફના ૨૦ રોગો આયુર્વેદમાં બતાવેલા છે. તેમાં તંદ્રા, અતિ-નિદ્રા, ગુરુગાત્રતા, મુખમાધુર્ય, પ્રસેક (વારંવાર ફીટ આવી, થૂ થૂ કર્યા કરવું), ઉષ્ણ પદાર્થો માટે ઇચ્છા, બહુમૂત્રતા, આળસ, મંદબુદ્ધિત્વ (કારણ કફ તમોજન્ય છે), પેટ ભરેલું લાગવું (તૃપ્તિ) વગેરે છે. આ બધા વિકારોમાં ઉપવાસ સાથે મૂત્રચિકિત્સા ઉપયોગી છે. કફના વિકારોમાં વમન વારંવાર લેવાં, ઉપવાસ કરાવવો અને ઘી, દૂધ, દહીં, તેલ, મિષ્ટાન્ન બંધ કરાવવાં હિતાવહ છે.

આયુર્વેદ પ્રમાણે ઘણા રોગોનું કારણ વાયુ છે. આ વાયુ એટલે આજની નર્વસ સિસ્ટિમના વિકારો, માનસિક વિકારો, કાયચિકિત્સાના વિકારો, સંજ્ઞાવહ સ્રોતો, મનોવહ સ્રોતો—આ બધાની દૃષ્ટિ વાયુને આભારી છે. પિત્ત અને કફના વિકારોમાં પણ વાયુ જ બળવાન હોય છે. ત્રણે દોષોમાં વાતજ દોષો પ્રધાન છે. શરીરના સંકલનતંત્રનો યંત્રધર વાયુ જ છે. શરીર ખેંચાઈ જવું, વળી જવું, ઝાડા-પેશાબનો સંગ (અટકી જવું), અંગોની અક્રિયાશીલતા, ચામડી બહેર મારી જવી, કમર ઝલાઈ જવી વગેરે રોગો વાયુના છે. આયુર્વેદમાં વાતના ૮૦ રોગો ગણાવ્યા છે અને એ સૌમાં બસ્તી જ મુખ્ય ઉપાય જણાવેલ છે. કહેવાની જરૂર નથી કે મૂત્ર-ચિકિત્સા આ રોગોમાં પણ ઉપયોગી છે. દિવાસ્વપ્ન (દિવસે સૂવું), અતિશય

કામ કરવું, વ્યવાય (સ્ત્રી-સમાગમ), રાત્રીજાગરણ, ચિંતા, શોક, વેગ-સંધારણ, આમ, અભોજન, મર્મઘાત, આ બધાથી વાતપ્રકોપ થાય છે. રૂક્ષ, શીત, લઘુ, એવા આહાર વાતપ્રકોપકર છે.

આથી જોઈ શકાશે કે વાત, પિત્ત, કફ અને રક્ત આ બધાના વિકારોમાં પથ્ય જરૂરી છે. કફમાં ઉપવાસ અને વમન, પિત્તમાં ઉપવાસ અને વિરેચન, વાતમાં અવારનવાર બસ્તીઓ અને સામનિરામ દોષો /જોઈ ઉપવાસ વગેરે.

કફના વિકારો માટે મૂત્રચિકિત્સા ખૂબ જ ઉપયોગી છે. જાથૂની શરદી, લાંબા વખતનો દમ, હૃદયના વિકારો, અરુચિ, જઠરાગ્નિમાંદ્ય આ બધા કફના વિકારો ઉપર મૂત્રચિકિત્સા સાથે યોગ્ય પ્રમાણમાં લંઘન, વમન, રૂક્ષ આહાર વગેરે હોવાં જ જોઈએ. લંઘનથી ભડકવાનું પ્રયોજન નથી. જેટલા પ્રમાણમાં શરીરમાં દોષો સંચિત થયેલા હશે તેટલા પ્રમાણમાં શરીર લંઘન સહન કરી શકે છે. અંગગુરુતા, અરુચિ, જઠરાગ્નિમાંદ્ય, મળ-મૂત્રસંગ વગેરે મટીને શરીર હલકું ફૂલ જેવું થાય, ભૂખ સારી કકડીને લાગે, ઝાડો-પેશાબ ખુલાસાથી ઊતરે, સૂકો રોટલો પડ્યો હોય તે જોઈ મુખમાં પાણી વછૂટે—આવું થાય ત્યારે આમ પાકી ગયો સમજવો અને દોષો નિરામ થયા છે એમ સમજવું. નિરામ અવસ્થામાં હલકો ખોરાક લેવો. અને આ અવસ્થામાં સાદાં ઔષધો પણ ચમત્કારિક કામ કરે છે. આજે જે વૈજ્ઞાનિક ચિકિત્સા કહેવાય છે તેમાં સામનિરામની જ કલ્પના નથી. પરિણામે સો મણ તેલે અંધારું લાગે છે. આયુર્વેદની આ વિશેષતા છે અને આ પ્રમાણે સામનિરામ દોષોની કલ્પના એક વખત સમજી જઈ, ઉપવાસ (લંઘન) કરે તેમાં કશું જ નુકસાન નથી. મૂત્રચિકિ-ત્સામાં લંઘનનું મહત્ત્વ છે એ આ જ કારણથી; એને હસી કાઢવાનું નથી. આજે દરદીઓ વધુ ખાઈને વધુ રિબાય છે. રોગમાં લંઘનનું મહત્ત્વ આજે વીસરાયું છે.

નેચરોપથી એ જાણે કે પરદેશી પેદાશ છે એમ આપણે ત્યાં મનાય છે અને એના રંગઢંગ પણ કેટલેક અંશે એવા જ છે. આયુ-ર્વેદમાં નેચરોપથી ઠાંસી ઠાંસીને ભરેલી છે. આપણાં દુર્ભાગ્ય છે કે આજે આયુર્વેદના સાદા સિદ્ધાન્તો કોઈ સમજતું નથી. લંઘનચિકિત્સા એક

વખત આપણા અહીં ખૂબ ફાલીફૂલી હતી. આ લંઘનમાં કેવળ ઉપવાસ જ ન હતો. ચરક કહે છે:

चतुष्प्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ ।
पाचनान्युपवासश्च व्यायामश्चेति लंघनम् ।।
(चरकसूत्र० अ० २२, श्लो० १८)

ચાર પ્રકારનું સંશોધન (વમન, વિરેચન, નિરુહબસ્તી અને રક્ત-મોક્ષણ), તૃષાના વેગનો અવરોધ, વાયુસેવન, આતપસેવન, પાચન દ્રવ્યોથી ઉપચાર, ઉપવાસ અને વ્યાયામ આ બધાનો લંઘનમાં સમાવેશ થાય છે.

બીજી લંઘનની વ્યાખ્યા એવી છે કે, શરીરમાં લાઘવ (હલકાપણું) કરવાવાળું કોઈ પણ કર્મ, લંઘન અવિચારીપણે કરાવવામાં આવતું ન હતું. લંઘનનો અર્થ આજે તો કેવળ ઉપવાસ જ કરવામાં આવે છે. ઉપવાસ કરાવવા હોય તો રોગીના શરીરની શક્તિનો સાચો ક્યાસ ચિકિત્સકને હોવો ઘટે છે.

प्राणाविरोधिना चैनं लंघनेन उपपादयेत् ।
बलाधिष्ठानमारोग्यं यदर्थोऽयं क्रियाक्रमः ।। (चरक)

પ્રાણથી અવિરોધી રીતે લંઘન કરાવવું જોઈએ. રોગીનું બળ ઓછું ન થઈ જાય એવી રીતે લંઘન કરાવવું જોઈએ; કારણ કે બળ આરોગ્ય માટે મુખ્ય વસ્તુ છે અને જો બળ જ ક્ષીણ થઈ જાય તો એ લંઘનનું પ્રયોજન શું? આરોગ્ય-સંરક્ષણ માટે તો વૈદકશાસ્ત્રની પ્રવૃત્તિ છે.

ઉપવાસ આયુર્વેદમાં અગ્રસ્થાને છે. તમામ રસજ વિકારોમાં લંઘન એ જ એક ઉત્તમ ઇલાજ છે. આ રસજ રોગો જુઓ:

અશ્રાદ્ધા: અન્ન ઉપર અરુચિ, પરંતુ ખાવા બેસતાં અન્ન ખાઈ શકાય ખરું.

અરુચિ: અન્ન પર અરુચિ. પરંતુ મોંમાં અન્ન ન પેસે તે અરુચિ.

આસ્યવૈરસ્ય: મોં ફિક્કું રહે, રસ ન લાગે.

અરસજ્ઞતા: ભોજનના રસની જ ખબર ન પડવી તે.

હલ્લાસ: મોળ, ફીક.

ગૌરવ: શરીર ભારેખમ લાગે.

તંદ્રા: પરિશ્રમ સિવાય થાક.

અંગમર્દ: શરીર ભાંગવું.

જ્વર: તાવ રહેવો.

તમ: અંધારાં આવવાં.

પાંડુત્વ: શરીર ફિક્કું લાગવું.

સ્રોતોરોધ: આપણા શરીરમાં જે અસંખ્ય સ્રોતો છે તેનો વાત-પિત્તકફથી રોધ થવો તે. સ્રોતોની દુષ્ટિ એનું નામ જ દુ:ખ.

ક્લૈબ્ય: નપુંસકપણું—પુરુષાતનનો અભાવ.

સાદ: અંગસાદ, સાંધેસાંધામાં કળતર થવું.

કૃશાંગતા: અંગો કૃશ થવાં.

અગ્નિનાશ: જઠરાગ્નિનાશ.

અકાળે વળિયાં: પળિયાં જણાવાં.

આ તમામ રસજ વિકારો છે અને આયુર્વેદ પ્રમાણે આ વિકારોમાં લંઘન એ જ એક રામબાણ ઇલાજ છે. આ બધું એક વખત જાણી લઈ, દરદી પોતે લંઘનનું મહત્ત્વ સમજી જાય છે. આમના વિકારો, રસજ વિકારો, રક્તના વિકારો, વાયુના વિકારો, કફના વિકારો, આ બધામાં યોગ્ય ઉપવાસ (લંઘન) સાથે મૂત્રચિકિત્સા જરૂર ફલદાયી થઈ પડે. વાચક ઉપલા વિવેચન ઉપરથી કઈ જાતનો રોગ છે તે અને શું પથ્ય પાળવું તે પણ સમજી શકશે.

તળેલો, તમતમતો, મસાલાયુક્ત એવો આહાર, ખાંડની બનાવટો, નિષ્પ્રાણ (વિટામિનો વગરનો) એવો આહાર તો સદા માટે જ વર્જ્ય હોવો જોઈએ. રોગ વખતે તો—ખાસ કરીને ચિકિત્સા વખતે દરદીએ પોતાનો સમસ્ત વ્યવહાર બંધ કરી દઈ, શાંત ચિત્તે શાંતિથી રહેવું જોઈએ. માંદગી એ ખરી રીતે તો દોડતી ટ્રેનને અટકાવવા બતાવાતા લાલ સિગ્નલ જેવી છે. કુદરત કહે છે કે હવે તો ચેતો. તે વખતે દોડધામ, નોકરી, અભ્યાસ વગેરે બંધ કરી દેવાં ઉચિત છે; અને શાંત ચિત્તે પથારીમાં પડી રહી, બગડેલા અવયવોને આરામ આપવો આવશ્યક છે. આજે લોકોને મરવાની પણ ફુરસદ પણ નથી. મિલમાં જતા મજૂરને કહીએ કે, "ભલા 'દમી, જરા આરામ લે," કે તુરત જ તે કહી સંભળાવે છે કે, "આરામ અમને

પોષાય નહીં. ઇંજેક્શન કે જે કંઈ આપવું હોય તે આપી દો. ઘેર તો રહેવાય જ કેમ ?" આ સ્થિતિમાં માંદગી સંબંધી સૂચનાઓ આપવી નિરર્થક તો છે જ; પરંતુ ઘણા એવા હોય છે જે આ બધું કરે છે, કરવા તૈયાર હોય છે. તેવાઓ માટે આ લખાણ છે.

આજે માંદગીમાં મોસંબી પાવાનો રિવાજ પ્રચલિત થયેલો છે. મધુર રસ કફના રોગોમાં ન લેવો જોઈએ. મધુર રસ કફકારક છે. એટલે દમ, શરદી, ખાંસી તેમ જ અજીર્ણ વગેરેના રોગીઓ માટે એ સારો નથી. વળી આપણા જેવા ગરીબ દેશમાં મોસંબી જેવો કીમતી લીલો મેવો ખવડાવવો આવશ્યક પણ નથી. અમે તો દરદીને આના કરતાં મગનું ઓસામણ, ભાજીનો સૂપ, અંદર લસણ, આદું, મરી, ધણા જીરું વગેરે નાખીને આપવા કહીએ છીએ. કફના રોગીઓ માટે આદું, લસણ, મરી બહુ ઉપયોગી છે.

પિત્તના રોગીઓ માટે કડવો રસ હિતાવહ છે. મેથીની ભાજી, કારેલાંનું શાક, સેકટાની શીંગો, દૂધ, મીઠાં ફળો વગેરે ખોરાક ઉપયોગી છે. મધુર, તિક્ત, કટુ રસો હિતાવહ છે.

વાતના રોગીઓ માટે ખાટો–ખારો ખોરાક નુકસાનકારક છે. વાયુના રોગીઓ માટે મધુર રસ સારો છે; પરંતુ પોતાનો જઠરાગ્નિ અને ભૂખ જોઈને તે ખાવો જોઈએ. ઠંડો લૂખો ખોરાક વાના દરદીઓએ ન ખાવો જોઈએ; કબજિયાતવાળાઓને કાળી દ્રાક્ષ, હરડે, સોનામુખી, ગરમાળાનો ગોળ સારાં છે. કોઠો ઢીલો હોય તો કાળી દ્રાક્ષથી સારો ઝાડો થાય છે. ક્રૂર કોષ્ઠ હોય તો દિવેલ, કડુ, સોનામુખી જોઈએ. કબજિયાત એ ઘણે અંશે માનસિક છે. એટલે કબજિયાતવાળાએ રોજ રાત્રે કંઈ લેવાનું રાખવું જોઈએ. બસ્તી (એનિમા) રાખી મૂકવી અને અવારનવાર તે લઈ લેવી, એ આવા રોગીઓ માટે સારું છે. મૂત્રચિકિત્સામાં મૂત્રથી કબજિયાત દૂર થાય છે તેવો અનુભવ છે, છતાંય જરૂર જણાય તો કંઈક વિરેચન લેવું.

માંદગીમાં ખોરાક સુપાચ્ય અને થોડો લેવો જોઈએ. આવે વખતે ચા, કૉફી બંધ કરવાં જોઈએ. તુલસી, ફૂદીનો, લીલી ચા, પીપરીમૂળ, મરી નાખી ઝામો (ઉકાળો) બનાવી પીવો ઇષ્ટ છે.

દરેક રોગમાં પથ્ય લખવું, એ આ લેખની મર્યાદાની બહાર છે. મૂત્રચિકિત્સાના વાચકોને ‘પથ્ય’ સંબંધી થોડો સરખો ખ્યાલ આવશે તો મારો આ પ્રયત્ન હું સફળ માનીશ.

સુરત
૮–૧૧–’૫૮

બાપાલાલ ગ. વૈદ્ય

## ૩

# મનુષ્યમૂત્ર

શ્રી રાવજીભાઈનો લેખ આ અંકમાં અન્યત્ર ઉદ્ધૃત કર્યો છે; કારણ કે એની પાછળ ચોકસાઈ છે. જે પુસ્તકનો ઉલ્લેખ એમણે લેખમાં કર્યો છે તે પુસ્તક અમારા વાંચવામાં પણ આવેલું છે. જોન ડબલ્યુ. આર્મસ્ટ્રૉંગ એનો લેખક છે. પુસ્તકનું નામ, ‘વૉટર ઑફ લાઈફ’ છે. પુસ્તકમાં લેખકે પોતાના અનુભૂત કેસો ટાંકેલા છે એટલે તે વિશેષ ધ્યાનાર્હ બનેલ છે. એ લેખકનો તો દાવો છે કે માણસનો પોતાનો પેશાબ પીને તમામ દરદો મટાડી શકાય છે. કૅન્સર, ગૅન્ગ્રીન, હૃદયના રોગો, પાંડુ, વ્રણો, ચામડીના અનેક રોગો, ગુદાનો વરમ, સોરાઈસીસ વગેરે દારુણ રોગો પણ લેખકે કહ્યું છે તેમ એકલા મૂત્રથી મટે છે. લેખકને પોતાને ક્ષયરોગ થયો હતો. નોકરી માટે તે નાલાયક ગણાયા હતા. પુસ્તક અક્ષુણ્ણ પંથે નવીન પ્રસ્થાન કરે છે એટલે એનું મૂલ્ય છે.

આયુર્વેદમાં ઘેટી, બકરી, ગાય, ભેંસ, હાથણી, ઊંટડી, ઘોડી અને ગધેડી આ આઠ પ્રકારનાં પ્રાણીઓનાં મૂત્રના ગુણદોષ આપેલા છે. અને ચિકિત્સામાં આ સર્વનો ઓછોવત્તો ઉપયોગ પણ થયેલો છે. જલોદરમાં આઠેય મૂત્રનો બાહ્ય અને આભ્યંતર ઉપયોગ ( સેકે પાને ચ ) સૂચવેલો છે. ભેંસનું મૂત્ર અને દૂધ, એના ઉપર ઉદર રોગીઓએ કાંઈ પણ ખાધા વિના રહેવાનું ચરકમાં વિધાન છે. ગોમૂત્ર સાથે ચરકનું હરડે ( અભયા ) ખાવાનું વિધાન છે. શોથરોગમાં ગોમૂત્ર પર રહેવા કહેલું છે. દરેક મૂત્રના પૃથક્ ગુણો આપેલા છે અને મૂત્રના સામાન્ય ગુણો જોવા જેવા છે. આ

જોતાં તો તે વખતે મૂત્રની અનોખી ચિકિત્સાપદ્ધતિ જ અસ્તિત્વમાં હશે.

મૂત્રના સામાન્ય ગુણો: મૂત્ર ઉત્સાદનમાં, આલેપનમાં, અસ્થાપન બસ્તીઓમાં, વિરેચનમાં, સ્વેદોમાં, અગદોમાં, ઉદર રોગોમાં, આફરા વગેરે રોગોમાં, હરસમાં, ગુલ્મ રોગોમાં, કુષ્ઠ રોગોમાં, સફેદ કોઢમાં, પોટીસ વગેરે શેકોમાં, પરિશેકમાં (ધારા કરવામાં) ઉપયોગી છે. મૂત્રમાત્ર જઠરાગ્નિ પ્રદીપ્તકર છે, વિપઘ્ન છે, કૃમિઘ્ન છે, પાંડુરોગના દરદીઓ માટે તે શ્રેષ્ઠ છે, ઉત્તમ કલ્યાણકારી છે (પાંડુરોગમાં ગોમૂત્રનો ખૂબ જ ઉપયોગ ચરકમાં જોવામાં આવે છે). મૂત્ર પીવામાં લેવાથી કફનું શમન કરે છે, વાયુનું અનુલોમન કરે છે અને પિત્તને નીચે તરફ લઈ જાય છે.

સુશ્રુતે નરમૂત્રને (मानुषं च विषापहम्) વિષઘ્ન ગણેલું છે.

અષ્ટાંગ સંગ્રહકારે “ तिक्तं पामाहरं मूत्रं मानुषं तु विषापहम् ” અર્થાત્ મનુષ્યમૂત્રને સ્વાદમાં કડવું, ખસખૂજલી વગેરેને મટાડનાર વિષાપહ ગણેલું છે.

ભાવમિશ્રે નરમૂત્ર ઝેરને હરનાર છે, તેને પીવામાં લેવાથી તે રસાયણ છે, ખસ કે ખરજવાને મટાડનાર છે, ક્ષાર ને લવણયુક્ત હોઈ તે તીક્ષ્ણ છે તેવું કહેલું છે.

યોગરત્નાકરમાં ‘લઘુમાલિની વસંત’ના પાઠમાં ખાપરિયા (કેલેમીના) ને એકવીસ દિવસ સુધી નરાંબુમધ્યે અર્થાત્ માણસના પેશાબમાં બોળી રાખી, તાપમાં પેશાબ સુકાઈ જાય તે પછી તે ખાપરિયું અને મરી સમાનભાગે લઘુવસંતમાલતી બનાવવા કહ્યું છે. અર્થાત્ માણસના પેશાબનો ઉપયોગ ધ્યાન ખેંચે છે.

ટૂંકામાં મૂત્રનો ઉપયોગ આયુર્વેદે ખૂબ જ કરેલો છે અને નરમૂત્રને વિપઘ્ન કહી તેનામાં પ્રત્યેક પ્રકારના વિષ (આધુનિકોના વાયરસ વગેરેનો સમાવેશ આમાં થઈ જાય છે:) અને કોયજન્ય વિષો (ટોકસીનો)નો સમાવેશ પણ આમાં થઈ જાય છે.

આમ છતાં મૂત્રચિકિત્સા ઉપર એક પણ સ્વતંત્ર ગ્રંથ ઉપલબ્ધ નથી.

ગુજરાતી ભાષામાં 'અખૂટ જીવનદોરી' નામનું પુસ્તક છે. સુરતના યુગાન્તર કાર્યાલય તરફથી ૧૯૨૩માં પ્રસિદ્ધ થયું છે. હાલ તો અપ્રાપ્ય છે. એના લેખક શ્રી ચંદુલાલ લલ્લુભાઈ ગોવર્ધનદાસ છે. આ પુસ્તકમાં પેશાબથી રોગો મટાડવા સંબંધી એક બે પાનાં છે, એમ યુગાન્તર કાર્યાલય-વાળા શ્રી રતિલાલ તન્નાએ મને કહ્યું છે. પુસ્તક હજી મારા વાંચવામાં આવ્યું નથી. શ્રી તન્નાએ મને કહેલું કે 'અખૂટ જીવનદોરી'ના લેખક રોજ પોતાનો પેશાબ નિયમિત પીતા હતા. અને હું ભૂલતો ન હોઉં તો 'ગાંડીવ' પ્રેસવાળા શ્રી નટવરલાલ માળવીએ પણ આ વાતનું સમર્થન કર્યું હતું. આ લેખક બહુ લાંબી ઉંમરે ગુજરી ગયા હતા અને મરતાં સુધી પોતાનો પેશાબ રોજ પીતા હતા. એમના દીર્ઘાયુષ્યનું કારણ પેશાબ-પાન હતું તેમ મને કહેવામાં આવ્યું છે. શ્રી તન્ના કહે છે કે, કોઈ પોલીગ્લોટ—અનેક ભાષાઓ જાણનાર નૉર્વે તરફના એક સંન્યાસીની પ્રેરણાથી આ પુસ્તક લખેલું છે.

'વૉટર ઑફ લાઈફ'ના લેખકે પેશાબ પીવાના કામમાં લીધો છે અને તે વખતે ઉપવાસ કરવા સૂચવ્યું છે.

હરસ ઉપર પેશાબથી ધોવાથી હરસ મટે છે એમ લેખક કહે છે. 'સિદ્ધભેષજમણિમાલા'ના વિદ્વાન લેખકનો પણ નીચેનો અનુભૂત લેખ જોઈએ:

કાંઈ પણ વાગ્યું હોય, ઘા હોય તેના પર પેશાબ કરવાની વિધિ તો લોકમાં આજે પણ જાણીતી છે. પેશાબ વડે વ્રણ ધોવાથી તુરત રૂઝ આવે છે.

અમારો એક જાતઅનુભવ નોંધવો અહીં ઉચિત છે. મારી એક ઘોડીને એક વખત છાતીમાં ઝાડનું ઠૂંઠું પેસી ગયું હતું અને ખાસ્સો ઊંડો ઘા પડ્યો હતો. તે વખતે એક અનુભવી સજ્જને બતાવેલો પ્રયોગ આ છે: એક કૂંડામાં ઘરના સર્વ માણસોએ પેશાબ કરવો. થોડીક ચાળેલી રાખ કૂંડામાં નાખી રાખવી અને લાકડીને છેડે બાંધેલા કાપડના એક કકડા વડે એ વારે વારે ઘોડીના ઘામાં છાંટવામાં આવતું હતું. મને સમજણ છે કે જે ઘા આજે દવાખાનામાં રાખવામાં આવે તો ચાર મહિને પણ ન રુઝાય તે જોતજોતામાં રુઝાઈ ગયો.

અમો નાનપણમાં કાંઈ પણ વાગતું તો તે ઉપર પેશાબ કરતા હતા. અને કહેવાની ભાગ્યે જ જરૂર છે કે તે ભાગ્યે જ પાકતું; અને આ વાગ્યા ઉપર પેશાબ કરવાનું યુરોપમાં પણ પ્રચલિત હતું.

ખસ-ખૂજલી ઉપર વૈદ્યો ગોમૂત્ર ઘસાવે છે. ગોમૂત્રમાં થોડુંક મીઠું અને હળદર નાખી ઘસવાથી કંડુ-ખૂજલી શાંત થઈ જાય છે. માણસનો પેશાબ પણ ખૂજલી માટે સારો છે.

એક સજ્જને મને કહ્યું કે, એક ભાઈને મોં ઉપર ખૂબ મોટા ફોલ્લા થયા હતા. દાક્તરોની દવાઓ–ઇન્જેકશનો લઈ થાકયા પણ ન મટયું. એ ભાઈએ કહ્યું કે, અડાયાની રાખ પેશાબમાં કાલવીને ફોલ્લા ઉપર ચોપડયે રાખો. જરા ગંદું લાગશે પણ તરત જ મટી જશે. અને ખરેખર ચમત્કારિક રીતે ફોલ્લા મટી ગયા. આ પ્રયોગ કહેનાર હજી વિદ્યમાન છે.

કાન પાકયો હોય છે તો કૂતરાનું મૂત્ર કાનમાં મૂકે છે. બકરીનું મૂત્ર નાખવાથી પણ કાન વહેતો મટે છે. માણસોનો પેશાબ પણ મૂકી શકાય છે.

કુષ્ઠના ઉપર પણ મૂત્ર અકસીર ઈલાજ છે. લેખકના પોતાના શબ્દો આ રહ્યા : "Indeed urine is the skinfood par excellence as also the remedy of every kind of skin disease." (Page 55)

અંતે લેખક કહે છે કે, "Urine is not the specific for any given disease, it is a specific for Health." (Page 124)

પેશાબ પીવાનો ખ્યાલ આમ કરતાં અટકાવે છે; પરંતુ એકાદ વખત પીવા માંડયો કે કંટાળો ચાલ્યો જાય છે. લેખક તો પેશાબને મૅજિક ફ્લ્યુડ 'જાદુઈ પીણું' ગણે છે.

('ભિષગ્ભારતી', જુલાઈના અંકમાંથી) — બાપાલાલ ગ. વૈદ્ય

## ૪

# શરીરસ્વાસ્થ્યનું ઉત્તમ સાધન

प्रणम्य जगदुत्पत्ति-स्थिति-संहर-कारणम् ।
स्वर्गाऽपवर्गयो द्वारं त्रैलोक्यशरणं शिवम् ।।

૧. આ જગતમાં જગતમાત્રના જીવજંતુથી માંડીને હાથી સુધીનાં પ્રાણીમાત્રને કેવી રીતે સુખ પહોંચે અને એકબીજા અંદરોઅંદર એક-બીજાને મદદકર્તા થાય અને દરેકનું સ્વાસ્થ્ય સચવાય તેમ જ રોગી રોગમુક્ત થાય તે સંપૂર્ણ જ્ઞાન વેદમાંથી – વેદના ઉપવેદ તરીકે ઓળખાતા આ આયુ-ર્વેદમાં જ છે.

**આયુર્વેદનું અવતરણ:** બ્રહ્મા પાસેથી દક્ષ પ્રજાપતિએ હેતુ (કારણ) સહિત સંપૂર્ણ આયુર્વેદ શીખ્યો. જેની અંદર હેતુ-વિપરીત ચિકિત્સા છે. અને બીજા સૂર્યનારાયણે પણ બ્રહ્મા પાસેથી વ્યાધિ-વિપરીત ચિકિત્સાવાળો આયુર્વેદ શીખ્યો જેથી જ આપણે જાણીએ છીએ કે "आरोग्यं भास्करा-दिच्छेत्" એવી પ્રાર્થના કરીએ છીએ. હવે આગળ જતાં આ બન્ને પ્રથાનો સમન્વય થતાં આજે हेतु-विपरीत, व्याधि-विपरीत અને हेतु-व्याधि-विपरीत એમ આ ત્રણે રીતે હાલ રોગીની ચિકિત્સા કરવામાં આવે છે. આયુર્વેદ વૃક્ષ, પશુ, પક્ષી તમામનાં અલગ અલગ બનાવેલાં છે, અને તે આયુર્વેદનાં આઠ અંગો કહેલાં છે અને દરેક અંગ ઉપર સ્વતંત્ર ગ્રંથ રચવામાં આવેલ છે.

૨. ઉપર મંગલાચરણમાં આપે શિવનું નામ વાંચ્યું તે જોતાં સર્વ સુખ તથા જ્ઞાનનો દાતા એકમાત્ર શિવ જ છે એમ લાગે છે. ભગવાન શિવે આ દુનિયાનાં તમામ જીવજંતુના ઉપકારાર્થે પોતે પોતાની પત્નીને સંબોધીને સંવાદ રૂપે જ્ઞાન જગતને આપ્યું છે. તેમના શિષ્યો રાવણ, નાગા-ર્જુન વગેરે ઘણા છે જેઓએ પણ આયુર્વેદમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને દાવો કરે છે કે, જે દુ:સાધ્ય રોગો હોય તેની પણ તેઓ સફળતાપૂર્વક ચિકિત્સા કરતા.

દેવ અને દાનવ એ બન્ને એક જ બાપના છોકરા હતા, પરંતુ દેવો વિષ્ણુને માનનારા અને દાનવો શિવને માનનારા હતા. તે બન્નેને એકબીજાને અન્યોઅન્ય કોઈ કારણસર વેર હોવાથી અવારનવાર લડયા કરતા હતા. દેવોના ગુરુ બૃહસ્પતિ હતા અને તેમના વૈદ્ય તરીકે અશ્વિનીકુમારો હતા અને દાનવોના ગુરુ અને વૈદ્ય તરીકે શુક્રાચાર્ય હતા કે જેમની પાસે મૃત સંજીવની હતી જેનાથી દરેક લડાઈમાં ઘાયલ થયેલાને પુનર્જીવન મળતું.

રુદ્રથી યજ્ઞનું માથું કાપવામાં આવ્યું ત્યારે દેવોના કહેવાથી અશ્વિની-કુમારોએ તેને ફરીથી જોડી દીધું અને શંકરે પોતે પોતાના જ પુત્રનું માથું કાપ્યું અને ફરીથી તેને પોતે જ જોડી દીધું એવા એકબીજાના આયુર્વેદમાં અને પુરાણમાં ઘણા દાખલા છે, જેનાથી માલૂમ પડે છે કે બન્ને પક્ષો પાસે આયુર્વેદનું જ્ઞાન હતું. આ બન્ને બાજુએ આયુર્વેદનો વિકાસ કરવામાં એકબીજા એકબીજાથી કેમ આગળ જાય તેની કોશિશ કર્યે જતા હતા; અને એ શોધખોળથી જેમ બને તેમ ઓછા દ્રવ્યથી રોગ કેમ મટાડવો તેની જ પેરવીમાં રચ્યાપચ્યા રહેતા. મહર્ષિ આત્રેયે ચરકમાં દીર્ઘ જીવીતીયમ્ અધ્યાયમાં એકલાં મુખ્ય કાષ્ઠાદિક ઔષધો અને મૂત્રવર્ગનો રોગોની દવામાં ઉપયોગ કર્યો છે, જ્યારે ભગવાન શંકરે અને તેમના અનુયાયીઓએ લોહ, ઉપલોહ, વિષ, ઉપવિષ, મૂત્ર, મોતીમાણેકપ્રવાલ વગેરેનો પોતાની ચિકિત્સાપ્રણાલીમાં ઉપયોગ કર્યો છે અને છેવટે એમ પણ સાબિત કર્યું છે કે એકલા ફક્ત પારદથી જ સર્વ રોગોનો નાશ થાય છે.

૩. ઓછી દવાથી અને પીવામાં સહેલાઈથી લઈ શકાય તેવા આશયથી યુરોપમાં આ અંગે ઘણા અખતરાઓ અને શોધખોળ થયાં છે. સૌ પ્રથમ ડૉ. હાનિમાને હોમિયોપેથિક પદ્ધતિ કાઢી અને દુનિયાને જણાવ્યું કે જે એલોપેથિકમાં મોટા પ્રમાણમાં સૌથી મોટી માત્રામાં જે દવા વપરાય છે તેનાં જે પરિણામ આવે તેનાથી તદ્દન ઊલટાં જ પરિણામો તે જ દવાને હોમિયોપેથીની તદ્દન ઓછી માત્રામાં (એટલે તેમના મત પ્રમાણે ઘણી હાઈએસ્ટ પોટેન્સીમાં) લેવામાં આવે તો આવે છે. દાખલા તરીકે અફીણથી ઝાડા બંધ થાય પરંતુ એ જ અફીણને હોમિયોપેથિક રીતે આપવાથી તેનાથી કબજિયાત દૂર થાય છે. ત્યાર પછીથી તેમના જ શિષ્ય સુશ્લરે રોગ મટાડવા માટે ફક્ત બાર જ દવાઓનો

ઉપયોગ કર્યો છે. અમેરિકામાં ડૉ. બર્જીએ એપસમપથીની (એટલે વિલાયતી મીઠાથી જ બધા રોગો મટાડવા,—અસાધ્ય પણ) પદ્ધતિ કાઢી છે અને તે માટે ફક્ત તેમણે સાત જ સૉલ્ટ્સ વાપર્યા છે અને રોગોને મટાડયા છે. હું જ્યારે ૧૯૨૧માં મુંબઈમાં નૅશનલ મેડિકલ કૉલેજમાં ભણતો હતો ત્યારે મેં એક નામાંકિત આયુર્વેદાચાર્ય વૈદ્યરાજને ફક્ત ત્રણ જ દવાથી દરેક રોગને મટાડતા જોયા હતા. તેઓ ત્રણ જ શીશીઓ પોતાના દવાખાનામાં ટેબલ ઉપર રાખતા જેના ઉપર વાતઘ્ન, પિત્તઘ્ન અને કફઘ્ન નામો લખેલા હતાં અને તેમાંથી નાડી જોઈને દરદીને ઓછી વધતી ત્રણે દવાઓ મેળવીને પડીકાં પીવા માટે અને બહાર ચોપડવા માટે આપતા. મેં તેમની પાસેથી તે કઈ દવાઓ છે તે જાણવા માટે ઘણી કોશિશ કરી, પરંતુ તેમણે છેવટ સુધી તે વાત છાની જ રાખી. આવી વૈદ્યોની મનોદશા ખરેખર અનઈચ્છનીય છે. પાછળથી છેવટે હમણાં મારા વાંચવામાં રસ-મંગલ નામનો ગોંડલરસશાળાનો છપાયેલો ગ્રંથ આવ્યો અને તેમાં શરૂઆતમાં જ ચિકિત્સા ખંડમાં વાતઘ્ન, પિત્તઘ્ન અને કફઘ્ન રસો મેં વાંચ્યા ત્યારે મારા મનને સંતોષ થયો. આ લખવાની મતલબ એ કે આયુર્વેદમાં પણ ત્રણ જ દવાથી દરેક રોગ મટે છે, અને છેવટે એક જ પારદથી દરેક રોગ મટે છે તે ઉપર આપણે જોયું. તાંત્રિક ગ્રંથોમાં અઘોરીઓ મળ, મૂત્ર વગેરેનો દવા તરીકે પોતાના પંથમાં ઉપયોગ કરતા અને જૈન સાધુઓ નાની અને મોટી પડિમામાં પોતાનો જ પેશાબ પીને રોગો મટાડવાનો ઉલ્લેખ છે. અને ભગવાન શંકરે પાર્વતીને રુદ્રયામલ તંત્રમાં શિવામ્બુ કલ્પમાં ફક્ત મૂત્રનો જ મહિમા ગાયો છે. અને તેનાથી જ દરેક જાતના રોગ મટે છે તેમ જ લાંબા કાળ સુધી જિવાય છે, એવો ઉપદેશ આપ્યો છે. આગળ જતાં આયુર્વેદમાં અને રસતંત્રમાં મૂત્રનો પ્રયોગ બીજી દવાઓ સાથે કરેલ છે. ભગવાન આત્રેયે જે આઠ મૂત્રોનો ઔષધિમાં પ્રયોગ કર્યો છે તે ફક્ત જે પશુઓ ઘાસચારા ઉપર જીવનારાં છે તેનાં જ મૂત્રો ઉપયોગમાં લીધાં છે. સુશ્રુતે તદુપરાંત મનુષ્યમૂત્રનો દવા તરીકે ઉપયોગ દર્શાવ્યો છે. તો પછી ભગવાન આત્રેયે મનુષ્યમૂત્રનો કેમ ઉપયોગ નહીં કર્યો હોય? પશુઓનાં મૂત્ર કરતાં મનુષ્યમૂત્ર તો મનુષ્ય માટે ઉપયોગી હોઈ શકે. અત્યારે આપણે નજરે જોઈએ છીએ કે

જાનવનરોનાં મૂત્ર પોતા માટે હિતકર છે. ભગવાન આત્રેય એમ પણ કહે છે કે અમુક આઠ જાતનાં પશુનાં મૂત્ર માનવસ્વાસ્થ્ય માટે પણ ઉપયોગી છે, તો તેમણે નરમૂત્ર વિષે કેમ ઉલ્લેખ નહીં કર્યો હોય? એનો સીધો જવાબ એ જ હોઈ શકે કે, જે વસ્તુ વ્યાપક છે, પ્રચલિત છે તેનો ઉલ્લેખ કરવાની કાંઈ જરૂર ન પણ લાગી હોય. સૂર્યનારાયણના ગુણદોષ કે હયાતીનું વર્ણન કરવાની કાંઈ જરૂર હોય ખરી કે? તેમ નરમૂત્રના ગુણમાં એક વસ્તુ પૂરતી છે કે નરમૂત્ર વિષઘ્ન છે અને રસાયન છે. વૃદ્ધ વાગ્ભટે પોતાના અષ્ટાંગ સંગ્રહમાં આઠ મૂત્રો ઉપરાંત હરણનું મૂત્ર પણ લીધું છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે જે પ્રાણીનો ખોરાક આપણા જેવો વેજીટેરિયન હોય છે તેના જ મૂત્રનો દવામાં ઉપયોગ કરવાનું સૂચવ્યું છે.

આ એક સામાન્ય નિયમ છે કે જે કોઈ પ્રાણી, પશુ, પક્ષી કે માણસ પોતે પોતામાં બનતી ચીજનો ઉપયોગ રોગો મટાડવામાં તેમ જ શસ્ત્રક્રિયામાં કરે છે તેને અંગ્રેજીમાં ઑટોજીનસ કહે છે. તે જ ધોરણે હાલમાં પણ ઑટોબ્લડ અપાય છે અને તેમાં કોઈ જાતનું નુકસાન થતું નથી.

રોગની દવા કરવામાં સરખી જાતિના કોઈ પણ પ્રાણી કે મનુષ્યને એકબીજાને ઉપયોગી થઈ પડે તેવી બધી વસ્તુઓનો ઘણે ભાગે ઉપયોગ કરાય છે, જેને અંગ્રેજીમાં હોમોજીનસ કહેવાય છે.

છેવટે ત્રીજી રીતે પોતાની જાતિથી બીજી જ જાતિ કે જેનાં ખાનપાન આપણા જેવાં જ હોય તેવા પ્રાણીની ચીજનો દવા તરીકે ઉપયોગ થાય છે. તેને અંગ્રેજીમાં હિટરોજીનસ કહે છે. મહર્ષિ આત્રેયે આ ત્રીજી રીત અખત્યાર કરીને પોતે પોતાની ચિકિત્સા પ્રણાલિકામાં આઠ મૂત્રોનો સમાવેશ કર્યો છે. જ્યારે ભગવાન શંકરે પોતે શિવામ્બુકલ્પનું વર્ણન કરતાં મનુષ્ય-મૂત્રનો સૌથી શ્રેષ્ઠ ગુણ વર્ણવીને પહેલી રીત અખત્યાર કરી છે જે તદ્દન નિર્દોષ છે અને દરેક રોગમાં તેનો ઉપયોગ કરવાનું સૂચવ્યું છે. જેમ આત્રેયશાસનમાં સાજાને હરડે અને માંદાને ઉપવાસ કરવાનું સૂચવ્યું છે તેમ ભગવાન શંકરના મતમાં સાજાને મૂત્ર અને માંદાને મૂત્ર વાપરવા ભારપૂર્વક કહેલ છે, જોકે તેમાં વાપરવાની વિધિમાં તફાવત રહે છે.

ઉપરની હકીકત પરથી જણાશે કે શુક્રાચાર્ય પાસે મૃતસંજીવની દવા એક જ હતી. ત્યારે અશ્વિનીકુમારો પાસે પણ એવી કોઈ દવા હોવી જોઈએ, જેનાથી તેઓ દેવોમાં પ્રખ્યાતિ પામ્યા. ભગવાન શંકરે એક જ પારાની દવાથી તેમ જ શિવામ્બુથી દરેક રોગ મટાડયાના દાખલા છે. યુરોપ અને અમેરિકામાં પણ ડૉ. હાનિમાન, ડૉ. સુશ્લર, ડૉ. બર્જીસ અને છેવટે ડૉ. આર્મસ્ટ્રૉંગ એક પછી એક તે બધાએ એક જ હેતુથી જેમ બને તેમ એક જ દવાથી સર્વ રોગ મટે એવી દવા શોધવામાં પોતાની જિંદગી ગુમાવી. ડૉ. હાનિમાને સ્વાદ વગરની તેમ જ ડૉ. સુશ્લરે ફક્ત ૧૨ જ દવાઓનો ઉપયોગ કર્યો.

અને ડૉ. બર્જીસે તો ફક્ત ૭ જ સૉલ્ટ્સ દરેક રોગ મટાડવામાં વાપર્યા અને છેવટે ડૉ. આર્મસ્ટ્રૉંગે તો બાઈબલમાંથી તેની પ્રેરણા મેળવીને પોતાની જાત ઉપર તેનો ઉપયોગ કરીને ક્ષયમાંથી મુક્ત થયા બાદ ઇંગ્લંડમાં અને બીજે અનેક જાતના રોગોથી પીડાતા માણસો ઉપર તેનો ઉપયોગ કરીને, તેનાં સંતોષકારક પરિણામો આવવાથી પોતે મૂત્રથી (મનુષ્યના) દરેક રોગ મટે છે તેનું 'વૉટર ઑફ લાઈફ' નામનું પુસ્તક લખીને દુનિયા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

આ મૂત્રચિકિત્સામાં નહીં નાડી જોવાનું કામ કે નહીં નિદાનનું કામ. આ તો એવું સરસ મજાનું જ્ઞાન છે કે સાજો પોતે પોતાનું મૂત્ર પીએ અને શરીરે ચોળે તો તંદુરસ્ત રહે અને જે કોઈ બીમાર હોય તે જો પોતાનો પેશાબ પીએ અને ચોળે તો સાજો થઈ જાય. ફક્ત એટલું યાદ રાખવાનું રહે છે કે જો માણસ બીમાર હોય તો જેટલો વખત બીમાર રહે અને પેશાબ પીએ તેટલો વખત ઉપવાસ ઉપર રહે અને સાજો થયા પછી પોતે ધીમે ધીમે મગના પાણીથી અને પછીથી સાદા હલકા દાળ, ભાત, શાકથી ઉપવાસ છોડે. ખાવામાં પોતાને જે માફક આવે તે જ ખાવું. આ દવા સાજો માણસ લે તેને કોઈ જાતની પરેજી ખાસ પાળવાની હોતી નથી, પરંતુ જે માણસ માંદો હોય તેને ઉપવાસ કે ઉપવાસ સાથે થોડું હલકું ભોજન કે જે પ્રકૃતિને માફક હોય તે લઈને પોતાનો પેશાબ પીએ અને ચોળે.

ઉપરનો અનુભવ મેં સુશ્રુતમાં વાંચ્યા પછી હિંમતથી શરૂ કર્યો છે. સુશ્રુતમાં લખ્યું છે કે "मानष्य मूत्रं विषापहम् ।" આપણને સહેજે સમજ પડે કે જેને વિષ ચડે છે તેનું હૃદય નબળું પડે છે અને મૂત્ર પાવાથી તે સતેજ થઈને શુદ્ધિમાં આવે છે. તે ઉપરથી મેં મારા દરદીઓ ઉપર ઑપરેશન વખતે તેનો ઉપયોગ લગભગ ૧૬ મોટાં ઑપરેશનોમાં કર્યો છે અને મારે કોઈને વચમાં સેલાઈન કે પ્લાઝમા કે બ્લડ આપવું પડયું નથી.

**ડૉ. મગનલાલ ઓ. સલારિયા**

## ૫

## મૂત્રચિકિત્સા

ગુજરાતના બુઝુર્ગ કાર્યકર્તા શ્રી રાવજીભાઈ પટેલને મૂત્રચિકિત્સાથી ફાયદો થયો એ બાબત 'જનસત્તા'ના પાના ઉપર 'જનસત્તા'ના વાચકોએ વાંચી અને વિચારી છે. આખો મૂત્રચિકિત્સાનો ક્રમ પણ એ જ મુરબ્બી-વર્યની લેખિની દ્વારા આપણને મળ્યો છે. કેટલાક વૈદ્ય-ડૉક્ટરો આ બાબતમાં સંમત થયા છે; તો કેટલાયે એનાથી વિરુદ્ધ મત દર્શાવે છે.

જેમ આર્યસંસ્કૃતિ કે ધર્મ એક જ મનુષ્યની દેન નથી તેમ જ આયુર્વેદ પણ એક જ મનુષ્યે ઉત્પન્ન કરેલ શાસ્ત્ર નથી. આર્યસંસ્કૃતિ જેમ ઘણી સમોજજવલ સંસ્કૃતિઓનું એક મહામંગલ મિલન છે તેમ જ આયુર્વેદ એ જગતમાં ચાલતી આરોગ્યની પદ્ધતિમાત્રના મૂળનો મહાદ્યોતક એક મહાસ્રોત છે. એમાંથી જગતની કોઈ પણ તદ્દન નવી જ જણાતી પદ્ધતિનાં મૂળ મળવાનાં જ. એ જ રીતે મૂત્રચિકિત્સા એ ભલે આજે એક નવું આવેલું 'નાટક' ચિકિત્સકો માને, પણ એનુંયે મૂળ આયુર્વેદમાં છે (જુઓ ભાવપ્રકાશ, પૂર્વખંડ, મૂત્રવર્ગ). ચરક, સુશ્રુત, વાગ્ભટ કે શાસ્ત્રીય ગ્રંથો એ મૂત્રચિકિત્સાના વિરોધી નહીં પણ જાણે કે પુરસ્કર્તા હોય તેવાં સૂત્રો એ પુસ્તકોમાં વેરવિખેર તેમ જ મૂત્રવર્ગમાં સંગઠિત રીતે મળે છે. આ મૂત્રચિકિત્સા શાસ્ત્રમાન્ય છે કે કેમ એ પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય ત્યારે શાસ્ત્રમાં એનાં ગુણગાન આવ્યાં હોય ત્યાં પછી તે ચિકિત્સા

થાય અને ઝેરી સર્પનું જ ઝેર નરમૂત્રથી ઊતર્યું એમ સાબિત ન થાય ત્યાં સુધી તેનો મહાન વિષહર ગુણ હજુ વણખેડાયેલો જ છે એમ કહેવું એ તો આયુર્વેદની ઉપેક્ષા ગણાય. પણ જ્યાં સુધી વ્યવસ્થિત રીતે તે અમલમાં નથી મુકાયો ત્યાં સુધી એ બાબત નિશ્ચયાત્મક રીતે કંઈ કહી ન શકાય.

આ તો મૂત્રચિકિત્સા વિષે એક અછડતો અભિપ્રાય માત્ર છે. આજ ચિકિત્સા માટે રોગવાર જો વ્યવસ્થિત લખાણ કરવા બેસીએ તો જરૂર એક પુસ્તક થાય; પણ પ્રજા આ વિજ્ઞાન પ્રત્યે સૂગ ન દાખવે અને ઉપેક્ષાવૃત્તિ કે ઉદાસીનવૃત્તિથી ન જુએ એટલા પૂરતી ઉપર સામાન્ય દરદો ઉપર સામાન્ય ચિકિત્સા આપી છે. પરંતુ શાસ્ત્રીય ઢબે રોગવાર મૂત્રની અસર જરૂર સમજાવી શકાય.

વિષહર તરીકે ગોમૂત્રનો ઉપયોગ દરેક ધાતુના શોધનમાં છે જ. પરંતુ એ વિષહર બહુ જ મોટા અર્થમાં વપરાયેલું છે. તે કેવળ સર્પનું, વીંછીનું કે ધાતુનું જ વિષ નહીં પણ શરીરમાંથી ઉત્પન્ન થતા વિષનું પણ નિવારણ કરે છે. આવા વિષારી જમાનામાં આવા વિષહારી ઔષધનો પ્રચાર અને પ્રસાર એ પ્રેરણાદાયી અને પુનિત ક્રિયા છે એમ હું પ્રકટપણે પ્રજા પાસે પ્રસ્તુત કરી આ પાવનકારી પ્રચારમાં મારો પ્રેમપૂર્વક હિસ્સો પૂરું છું.

૧૭–૧૧–'૫૮ વૈદ્ય કરુણાશંકર રામશંકર ત્રિવેદી

('જનસત્તા'ના સૌજન્યથી)

## ૬

# દવાની આપણી ઘેલછા

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' સને ૧૯૦૬માં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં લખ્યું છે. તેની પ્રસ્તાવનામાં તેમણે તે કાળના દાક્તરી ધંધાનું જે બયાન અને દાક્તરી ધંધામાંના નિષ્ણાતોના તે વિષેના અભિપ્રાય આપ્યા છે તે અર્ધી સદી પર જેટલે દરજ્જે લાગુ પડતા હતા તેના કરતાં અર્ધી સદી વીત્યા બાદ અનેકગણા લાગુ પડે છે. શારીરિક સ્વાસ્થ્ય સાચવવા ઈચ્છનાર દરેકે તે જાણવા જોઈએ. તેથી આ સ્થળે તે આપવા યોગ્ય ગણાશે.

આપણી આદત એવી છે કે, જરાયે દરદ થાય કે તુરત આપણે ડૉક્ટર વૈદ કે હકીમને ત્યાં દોડી જઈએ છીએ. જો તેમ ન કરીએ તો આપણો હજામ કે પાડોશી જે કંઈ દવા લેવાની સલાહ આપે તે લઈએ છીએ. આપણી માન્યતા એવી છે કે દવા વિના દરદ જાય નહીં. આ ખોટો વહેમ છે. આ વહેમથી જેટલાં માણસો દુ:ખી થયાં છે ને થાય છે તેટલાં બીજાં કારણોથી નથી થતાં ને નથી થવાનાં. એટલે આપણે દરદ એ શું એટલું સમજીએ તો કંઈક સમતા રાખી શકીએ. દરદનો અર્થ દુ:ખ છે. રોગનો અર્થ પણ તેવો જ છે. દરદનો ઉપાય લેવો એ બરાબર છે, પણ દરદ મટાડવા સારુ દવા લેવી એ ફોકટ છે, એટલું જ નહીં, પણ તેથી ઘણી વેળા નુકસાન થાય છે. મારા ઘરમાં કચરો હોય તેને હું ઢાંકી દઉં, તેની જેવી અસર થાય તેવી દવાની છે. કચરો ઢાંકું તેથી તે જ કચરો સડીને મને હાનિકારક થવાનો છે. વળી ઢાંકણ સડી જાય, ત્યારે ઢાંકણ એ વધારે કચરો થયો, ને અગાઉ હતો અને હવે થયો તે મારે કાઢવો રહ્યો. આવી દશા દવા લેનારની હોય છે. પણ જો હું કચરો કાઢી નાખું તો ઘર જેવું હતું, તેવું પાછું સાફ થઈ રહે છે. દરદ-દુ:ખ પેદા કરી કુદરત આપણને સૂચવે છે કે, આપણા શરીરમાં કચરો છે. કુદરતે વળી શરીરમાં જ કચરો નીકળવાના રસ્તા રાખ્યા છે. અને જ્યારે દરદ

થાય ત્યારે આપણે સમજવું જોઈએ કે, આપણા શરીરમાં કચરો હતો તે હવે કુદરતે કાઢવાનું શરૂ કર્યું છે. મારા ઘરમાં પડેલો કચરો કોઈ માણસ કાઢવા આવે તો હું તેનો ઉપકાર માનું. તે માણસ કચરો કાઢી રહે ત્યાં સુધી મને જરા હરકત પડશે; છતાં હું ખામોશ પકડીશ. તે જ રીતે કુદરત મારા શરીરરૂપી ઘરમાંથી કચરો કાઢી જાય અને હું નીરોગી એટલે દુ:ખ વિનાનો થઈ રહું. મને શરદી છે એટલે મારે તુરત કંઈક દવા લેવાની—સૂંઠ ખાવાની – દોડધામ નથી કરવાની. હું જાણું છું કે મારા શરીરના અમુક ભાગમાં કચરો હતો તે કાઢવા કુદરત આવી છે. તેને રસ્તો આપવો એટલે હું ઓછામાં ઓછી મુદતમાં સાફ થઈ જઈશ. હું કુદરતની સામે થાઉં તો કુદરતને બેવડું કામ — કચરો કાઢવાનું ને મારી સામે લડવાનું. કુદરતને હું મદદ કરી શકું છું. જેમ કે જે કારણથી કચરો દાખલ થયો હોય તે કારણ દૂર કરું કે જેથી વધારે દાખલ ન થાય, એટલે કે તે દરમિયાન ખાવાનું બંધ કરું તો તેથી વધારે કચરો પડતો બંધ રહે અને ખુલ્લી હવામાં યોગ્ય કસરત કરું તો વળી હું પણ શરીરની ચામડી વાટે કચરો કાઢતો થઈ જાઉં. કાયાને નીરોગ રાખવાનો આ સોનેરી નિયમ છે એમ દરેક માણસ પોતાની મેળે સાબિત કરી શકે છે. માત્ર આપણા મનની હાલત આપણે સ્થિર રાખવી જોઈએ. જે માણસ ઈશ્વર ઉપર ખરી આસ્થા રાખે છે તે તો હમેશાં આમ જ કરશે. આવી મનની હાલત કરવા આટલું મદદકર્તા થશે. હું વૈદો વગેરેની દવા લઈશ. છતાં મારું દરદ દૂર થશે એવો વીમો કોઈ ઉતારતું નથી. વૈદના હાથમાં ગયેલાં બધાં નીરોગી થતાં નથી. જો તેમ થતું હોય તો મારે આ પ્રકરણો લખવાપણું ન હોય ને આપણે બધા બહુ સુખી જિંદગી ભોગવતા હોઈએ.

અનુભવ તો એવો છે કે જે ઘરમાં બાટલી પેઠી ત્યાંથી પાછી નીકળતી જ નથી. અસંખ્ય માણસો આખી જિંદગી કંઈ ને કંઈ રોગ રોજ ભોગવતા રહે છે, ને એક પછી એક દવા વધારતા જાય છે તથા વૈદો ને હકીમો બદલ્યા જ કરે છે, રોગ મટાડે તેવા વૈદોની શોધખોળમાં ભમ્યા કરે છે ને છેવટે પોતે ખુવાર થઈ, બીજાને ખુવાર કરી તાલાવેલી કરતા મરી જાય છે. પ્રખ્યાત મરહૂમ જજ સ્ટીવન જે હિંદુસ્તાનમાં પણ રહી ગયેલો, તેણે એક વેળા કહેલું કે, જે વનસ્પતિને વિષે વૈદો ઘણું જ ઓછું જાણે

છે તે વનસ્પતિઓને, જેને વિષે તેથી પણ ઓછું જાણે છે એના શરીરમાં તેઓ દાખલ કરે છે. વૈદ પાસે પણ બરાબર અનુભવ મેળવ્યા પછી એવા જ ઉદ્ગાર કાઢે છે. દાક્તર મેજન્દી કહી ગયો કે, વૈદું એ મહા પાખંડ છે. સર એસ્લી કૂપર કરીને પ્રખ્યાત દાક્તર થઈ ગયો. તેણે કહ્યું છે કે, "વૈદકશાસ્ત્ર એ માત્ર અટકળ ઉપર રચાયેલું છે." સર જૉન ફૉર્બ્સે કહ્યું છે કે, "વૈદોના ડહાપણ છતાં પણ ઘણા માણસોના રોગ કુદરતે જ દૂર કર્યા છે." દાક્તર બેકર જણાવે છે કે, "રાતિયા તાવમાં જેટલા દરદી મરે છે તેના કરતાં ઘણા વધારે તે દરદની દવાથી મરે છે." દાક્તર ફોર્બ્સ કહે છે કે "વૈદો કરતાં વધારે અપ્રમાણિક ધંધો ભાગ્યે જ જોવામાં આવે છે." ડૉક્ટર ટૉમસ વૉટસન કહે છે કે, "ઘણા અગત્યના સવાલ વિષે શકથી ભરેલા સમુદ્ર ઉપર આપણો ધંધો ભટક્યા કરે છે." દાક્તર કૉઝવેલ કહે છે કે, "જો વૈદું નાબૂદ થાય તો માણસજાતને અથાગ લાભ થાય." દાક્તર ફ્રૅંક કહે છે કે, "હજારો માણસોની દવાખાનાંઓ વાટે કતલ થાય છે." દાક્તર સાહેબ મેસન ગુડ કહે છે કે, "લડાઈ, મરકી અને દુકાળમાં જેટલાં માણસોનો ભોગ થાય છે, તેના કરતાં ઘણાં વધારેનો ભોગ દવાઓને મળે છે." જ્યાં જ્યાં વૈદો વધ્યા છે, ત્યાં ત્યાં દરદો વધ્યાં છે એવું આપણે ઠેકાણે ઠેકાણે જાણીએ છીએ. જે છાપાંઓમાં બીજી જાહેર-ખબરો નહીં આવી શકે તે છાપાંઓમાં પણ દવાઓની મોટી જાહેરખબરો આવશે. 'ઇન્ડિયન ઓપીનિયન'માં જ્યારે જાહેરખબરો લેવાતી ત્યારે બીજાઓની પાસે જાહેરખબરો નાખવાનું દબાણ આ છાપા ઉપર દવાના માલિકો કરતા. તે પૈસો પણ પુષ્કળ આપવાની લાલચ આપતા હતા. જેની કિંમત એક પાઈની છે તેવી દવાનો આપણે રૂપિયો આપીએ છીએ. ઘણે ભાગે દવા શાની બને છે તે તેના કર્તા આપણને જાણવા જ નથી દેતા. 'છૂપી દવાઓ' એ નામની ચોપડી હાલમાં એક દવાવાળાએ જ બહાર પાડી છે. માણસો ન ભમે તે હેતુ એ ચોપડી બહાર પાડવાનો છે. તેમાં તે બતાવે છે કે સાર્સાપરિલા, ફ્રૂટ સૉલ્ટ, સીરપ વગેરે અંકાયેલી (પેટન્ટ) દવાઓ છે તેના આપણે ત્રણથી સાત શિલિંગ આપીએ છીએ. તેમાં આપણી દવાની મૂળ કિંમત એક ફાર્ધિંગથી એક પેની સુધીની હોય છે. એટલે આપણે ઓછામાં ઓછું છત્રીસગણું ને વધારેમાં વધારે ત્રણસેં

છત્રીસગણું દામ આપીએ છીએ. એટલે આપણે ત્રણ હજાર પાંચસેં ટકાથી પાંત્રીસ ટકા સુધી નફો આપીએ છીએ.

આમાંથી વાંચનારે એટલું તો જોવું જોઈએ કે દરદીએ દાક્તરોને ત્યાં દોડવાની જરૂર નથી. એકાએક દવાઓ લેવાની નથી; પણ બધા માણસો એટલી ખામોશી નહીં રાખે. દાક્તરો બધા જ અપ્રામાણિક નથી. દરેક વખતે દવા ખરાબ જ છે એવું સાધારણ માણસ નહીં માને. એવા બધાને એટલું કહી શકાય કે તમે બને તેટલી ખામોશી રાખજો, દાક્તરોને બને ત્યાં સુધી તસ્દી ન આપતા, દાક્તરોને બોલાવો તો સારા માણસની પાસે જજો. અને એકને બોલાવ્યા પછી તેને જ વળગી રહેજો. તે જ્યારે બીજાને બોલાવવા કહે, ત્યારે જ બીજાને બોલાવજો. તમારું દરદ તમારા દાક્તરના હાથમાં નથી. તમારું આયુષ્ય હશે તો તમે ખચીત સારા થશો. અને જો તમે તદબીર કરી તે છતાં તમારું, તમારા સગાનું મરણ નીપજે તો જાણજો કે તે પણ જિંદગીનો ફેરફાર છે.

ગાંધીજી

